# दृष्टांत चिंतामणी काव्य.

બનાવી પ્રસિદ્ધ કરનાર

## શેઠ વલ્લભદાસ પોપટ.

**દોહરા.**

કવિ જનિતા બોલે કદી, કડવું કથન હરેક;
તો પણ તેના દીલમાં, દાઝે સૌથિ વિશેષ.
સત ન વદે વિદ્વાન તો, જન સમૂહ દુખિ થાય;
દોરે નહિ જો દેખતો, અંધ અધીક રિબાય.
દોષ દૃષ્ટિ સૌની દિસે, કાવ્ય કામિની માંય;
વાંચનાર ભર્તાર નિજ-દોષ જુએ નહિ ક્યાંય.

**सत्यमेवजयते.**

કિંમત ૧૨ આના.



આવૃત્તિ ૧ લી.

વિક્રમ સંવત્ ૧૯૪૦-ઈ. સ. ૧૮૮૪-બ્રાહ્મ સંવત્ ૫૫

# दृष्टांत चिंतामणी काव्य.

બનાવી પ્રસિદ્ધ કરનાર.

શેઠ વલ્લભદાસ પોપટ.

દોહરા.

કવિ જનિતા આજે કહી, કડવું કથન હરેક;  
તો પણ તેના દીલમાં, દાઝે સૌથિ વિશેષ.  
સત ન વદે વિદ્વાન તો, જન સમૂહ દુખિ થાય;  
દોરે નહિ જો દેખતો, અંધ અધીક રિબાય.  
દોષ દ્રષ્ટિ સૌની દિસે, કાવ્ય કામિની માંય;  
વાંચનાર ભર્ત્તાર નિજ-દોષ જુએ નહિ ક્યાંય.

सत्यमेवजयते.

આવૃત્તિ ૧ લી.

વિક્રમ સંવત્ ૧૯૪૦-૪૧. સ. ૧૮૮૨-બ્રાહ્મ સંવત્ ૫૫

કિંમત ૧૨ આના.

દોહરો.

રુચ આવે તો ભલું, નિકર ન ફિકર જરાય,
ગાજરના પીપૂડિ નહિ—વાગ્યે કરડિ ખવાય.

---


અમદાવાદ.

યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જ૦ એ૦ કું૦ લિમિટેડના પ્રેસમા

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

# अर्पण पत्रिका.

## મેહેરબાન રાવબહાદુર મણીભાઈ જશભાઈ
## કચ્છ પ્રાંતના દિવાનજી સાહેબ.

### मनहर छंद.

પ્રભાકર ઉદયથી પદ્મ પ્રફુલ્લીત થાય,
ચંદ્રના ઉદયથી ચકોરી હરખાયછે;
મેઘનો જમાનો જાણી મોર મન મોદ પામે,
દાદુરનું દિલ આનંદથી ઉભરાયછે;
પ્રિય વસંત પતીનો અતિ અમલ વિલોકી,
કોયલના કાળજામાં કલ્લોલ કળાયછે;
એમ ઉંચા અધિકાર ઉપર વિદ્વાનભાળી,
ભણેલાનું ભીતરજ ભાવથી ભરાયછે.
કચ્છ દેશની પ્રજાના ધન્યઘડી ધન્યભાગ્ય,
વિદ્વાન દિવાન જેના ઉપર નિમાયછે;
જશભાઈસુતે જશડંકા દીધા દેશમાંહી,
મણીભાઈ મૂલ્ય મણીતુલ્ય વખણાયછે;
(નહીંતો) રાજા રજવાડાના કજાડા કારભારી ઘણા,
વિદ્વાનો વિનોદ ક્યાંથી વેશ્યાનો વિલાસછે;
ગુણે મણી મૂલ્યવાન દક્ષ કચ્છના દિવાન,
વિદ્વાન વિચારીનિજ અંતરે ઉલ્લાસછે.
જેની પર મ્હેર મહાલક્ષ્મીની અધીક થઇ,
અને અધિકાર આપનારો અવિનાશછે;
સારો ઉપયોગ કરી જાણે વિદ્વાન જન,
સાધન મળ્યું તે લેખે સુજ્ઞને સાબાશછે;
પરઉપકારી કામ ઠામ ઠામ નામ રહે,
એક દિન અધિકાર વિત્તનો વિનાશછે;
ભુરી ભાગ્યવાન કચ્છભુજના દિવાન,

મણીભાઇના ઉલ્હાસ આશયથકી આ પ્રયાસછે.
ગ્રંથ પ્રગટાવવામાં પુરણ સહાયકાર,
દેશમાં ન કોઈ દેખી દીલ જાયછે ડગી;
નહીંતર રાજા રજવાડાને ધનાઢ્ય ઘણા,
જેને ઘેર બાગ બગીચાને બેસવા બગી;
તેમ યુરોપની જેમ ગુણી ગ્રાહક વિનાની.
અહીં એકલીજ હુશિઆરી થાય ના સગી;
માટે ઉપકારી કામ કરવાને રામ રાખ્યો,
રાવ બહાદુર મણીભાઈની હંમેશગી.
ચતુર સુજાણ પાસ પ્રમાણ કરાવવાને,
દૃષ્ટાંત ચિંતામણીની પોથી ભેટમાં ધરૂં;
અંગીકાર કરી તેથી અતર ઉલટ વધી,
ઉછરતો ગ્રંથકાર આનંદથી ઉછરૂં;
માન અપમાનનું ગુમાન તજી મનમાંથી,
નાગર દિવાન કેરૂં ગુણગાન હું કરૂં;
મારે આપ સાથે ઓળખાણ કે પિછાણ નથી,
જાણી જાણ ગુણ ખાણના વખાણ આદરૂં.
ઉંચા અધિકાર પર ગાયકવાડીમાં આવી,
ગયા પ્રસરાવી ગુણ સુજશ સુગંધને;
ગયા પણ ગામડિઆ શીકે ગુણને સંભારે,
સંભારણું આપ્યું બાળયુવા વૃદ્ધ અંધને;
દુર દસ ગાઉ ખટપટથી રહીને પાળ્યો,
નિષપક્ષપાતે નીતિ નેકીના નિબંધને;
એથી હું આનંદ પામી આપને અર્પણ કરૂં,
દૃષ્ટાંત ચિંતામણી સુપદ્યના પ્રબંધને.

# પ્રસ્તાવના.

વ્રજ ભાષાના કવિ બિહારીલાલ વિષે મેં કવિ ચરિત્રમાં વૃત્તાંત વાંચ્યું ત્યારથી દૃષ્ટાંતિક કાવ્યનો મને શોખ થયો. તે કવિએ દૃષ્ટાંતિક દોહરાથીજ જેપુરના રાજા પાસે ઘણું માન મેળવ્યું હતું. એ રાજા અંતઃપુરમાં ઘણું રહેતો તેથી પ્રજા દુઃખી થવા લાગી. તેથી પ્રધાન વગેરેએ મળી ઉપરના કર્વાનો એક દોહો અન્યોક્તિ રૂપકમાં પદાર્થદ્વારા રાજાને પહોંચાડ્યો. એ વૃજભાષાનો દોહો એટલો અલૌકીક ચમત્કારી નીવડ્યો કે તે વાંચી રાજાની આંખ ઉઘડી, અને તે પોતાનું કર્ત્તવ્ય સમજ્યો. તેણે પોતાનું કામ સંભાળ્યું. આહા! મહાકવીઓના અદ્‌ભૂત ચાતુર્ય અને અલૌકીક વાણી, જનસ્વભાવમાં વિજળીની પેઠે કેવાં અસરકારક નીવડે છે! પરંતુ સાંભળનારની ઉંચ પાત્રતા જોઇએ. કાંઈ તે વખતના પ્રસંગજ જાદો હોય છે. વચન સામાન્ય હોય છે, પરંતુ તે પ્રસંગ બળેથી અદ્‌ભૂત સામર્થ્ય ધરાવે છે. બિહારીલાલ નામ રંગીલું છે. એ રંગીલા કવિરાજે જયપુરના મહારાજની પ્રસન્નતાથી પછી એવું એક મોટું પુસ્તક બનાવ્યું. દંતકથા તો એટલે સુધી કહે છે કે તે કવી નિત્ય એક દોહો બનાવતો, અને તે રાજા તેને તે બદલ એક સોનામહોર આપતો! બિહારીલાલનું એ દૃષ્ટાંતિક દોહાબદ્ધ કાવ્ય પુસ્તક બિહારી સતશઈને નામે પ્રસિદ્ધ છે.

૨. એવું બીજું કાવ્ય વૃંદ શતસહી છે. વૃંદદાસ કર્વાનું નામ કે વૃત્તાંત કવિચરિત્રમાં નથી. બિહારીશતસહી કાવ્ય મેં વાંચ્યું નથી. પરંતુ વૃંદશતસહી કાવ્ય આ ગ્રંથ સંપૂર્ણ કર્યા પછી પુરેપુરૂં વાંચ્યું છે. એ બંને કાવ્યના દૃષ્ટાંતિક દોહરા આખા ભરતખંડમાં પ્રખ્યાત છે, અને રસીક પુરૂષો દૃષ્ટાંત તરીકે તેને વાપરે છે. વૃંદ શતસહીનું પુસ્તક છે એમ હું જાણતો હતો, પરંતુ જે પુસ્તક હું લખતો હતો

તે એવું છે કે તે સંપૂર્ણ થયા સિવાય વૃંદ કાવ્ય ન વાંચવું એવો મારે નિયમ કરવો પડ્યો. મારી આ પુસ્તકની કવિતા તે કાંઈ ભાષાંતરી નથી, પણ સ્વતંત્ર કાવ્ય છે. એને સ્વતંત્ર રાખવા માટેજ વૃંદશતસહી ન વાંચી. વાંચેલી કવિતાનો આભાસ ચિત્તમાં પડે, અને ચિત્તમાંથી જન્મતીનુતન કાવ્ય પોતાની સાથે એ કાવ્યની ઉત્પ્રેક્ષા કે દૃષ્ટાંતની અસર લેતી આવે. એમ બને તો રસમાં ભંગ થાય, ચોરી કે નક્કલ કરેલી લાગે, અથવા હિંદીનો ગુજરાતી તરજુમો ગણાય. ગણાય તો માનમાં ન્યુનતા થાય તેની દરકાર નથી, પરંતુ રસીક મનુષ્યોના રસમાં નુતન વૃદ્ધિ ન થાય તો કાવ્યનું પ્રયાજન નથી, એમ ધારી નક્કલ કરવા ઇચ્છા નહોતી. કદી અજાણતાં એવું થઈ જાય એ ભયથી એ પુસ્તકજ ન વાંચ્યું. દૃષ્ટાંતિક દોહરા બનાવવાનું મારૂં કામ પુરૂં થયું કે તુરત એ વૃંદકાવ્ય મેં વાંચ્યું. આખું પુસ્તક વાંચી મને હર્ષ થયો કે બંનેનું એક ધોરણ છતાં દશવીશ દોહરા ઉપરાંત બીજા કોઈ દોહરા એ કાવ્યને મળતા નહોતા. ટુંકામાં મારી સ્વતંત્ર કવિતા થઈ ચૂકી એમ મને લાગ્યું. જે દશવીશ દોહરા મળતા આવતા હતા તે કાઢી નાખવાની મને કાંઈ જરૂર લાગી નહીં. ઉત્પ્રેક્ષા એટલે સિદ્ધાંત અને દૃષ્ટાંત બંને વૃંદનાંને મારાં ભિન્નભિન્ન નિકળ્યાં.

૩. દૃષ્ટાંત આપવાનો ચાલ દરેક પ્રજામાં અસલના વખતથી ચાલતો આવ્યો છે. પદાર્થનાં, પશુ પક્ષીનાં, ઇતિહાસનાં વગેરે ઘણાં ઘણાં દૃષ્ટાંતો રસીક મનુષ્યો આપી પોતાની વાતને મજબુત કરેછે. જનાવરોની ઘણી વાર્તાઓ દૃષ્ટાંત રૂપજ હોયછે. પંચોપાખ્યાન, ઇસપનીતિ વગેરે પુસ્તકો નાની નાની દૃષ્ટાંતિક રૂપક કહાણીઓથીજ ભરપુરછે. વાર્તા ઉપરાંત ટુચકા, કહેવતો વગેરે દૃષ્ટાંતના ઘણી કોઠી-

ઓ (વર્ગો) છે. વધારે ઉંડા ઉતરીએ તો બધો માનવસંસારજ દૃષ્ટાંત રૂપ છે. એક બીજાનું જોઈને એક બીજા શીખેછે, વદેછે, ચાલેછે. નાનાં બાળકો મોટાંઓની વર્તણુક જોઈ તેને પોતે અનુસરેછે. મોટા મોટા વિદ્વાનો પણ કોઈના દૃષ્ટાંતની નક્કલ કરેછે. પોત પોતાની બુદ્ધિ, ઈચ્છા શક્તિ પ્રમાણે સર્વે મનુષ્યો કોઈને પણ અનુસરેછે. એ દૃષ્ટાંત નહોતો બીજું શું? જગત્‌માં દૃષ્ટાંતનું આવું જોર સાદી નજરે નથી જણાતું. સારા બોલનારા પોતાની વાતમાં દૃષ્ટાંત વાપરે છે. કહેવતો બોલેછે, અને એથી પોતાની વાતને સબળ તથા મીઠી બનાવેછે. સારા વક્તાઓ દૃષ્ટાંતથી પોતાના ભાષણને શણગારે છે. સારા વિદ્વાનો, કવીઓ પોતાના ગ્રંથમાં થોડી થોડી રૂપક કાવ્ય બનાવે છેજ. તુલસીકૃત રામાયણમાં ઋતુ વર્ણનના એવાજ ઢબછે. ઘણા સંસ્કૃત શ્લોકો પણ એવા મેં વાંચ્યાછે. રામાયણ ઉપરથી ત્રણ વરસ પેહેલાં એવી કવિતા રચવા રૂચી થઈ હતી. તે વખતે કેટલાક દોહરા બનાવી વિજ્ઞાન વિલાસમાં છપાવ્યા હતા. તે પછી એ કામ પડતર હતું. ફરીને એ વિષય ઉપર હમણાં રૂઢલાગી, તેથી તે કામ આરંભી પુરૂં કર્યું. એમાંથી નમુના દાખલ કેટલાક દોહરા વિજ્ઞાન વિલાસ, બુદ્ધિપ્રકાશ તથા સ્ત્રીબોધમાં હમણાંજ છપાવી બહાર પાડ્યા છે.

૪. તુલસીકૃત રામાયણને પરચુરણ સંસ્કૃત શ્લોકો વાંચેલા તે, તથા ગુજરાતમાં ચાલતા કહેવતો, મેં અભ્યાસ કરેલો ઇતિહાસ અને અવલોકન કરેલી કુદરત વગેરે વગેરેથી આ પુસ્તકના દોહરા શણગાર્યા છે. આખા ગ્રંથમાં જે દૃષ્ટાંતોછે તે મારા સ્વરચીત, સ્વતંત્ર કે નવીન નથી. દૃષ્ટાંત નામજ કહી આપે છે કે તે નવીન નજ હોય. સિદ્ધાંતો કે ઉત્પ્રેક્ષા નવીન હોય. દૃષ્ટાંતીક કાવ્યમાં એજ નવીનતા કહેવાય. બરાબર બોલીએ તો અરધી નવીનતા કહેવાય. પરંતુ દૃષ્ટાંતોનાં ચોકઠાં તેમાં બરાબર બેસતાં કરવાં

પડે તેથી બધું નવીન કહીએ તોય ખોટું નથી. પ્રથમ હેડ-બીલમાં દૃષ્ટાંત ચિંતામણી બદલ સહસ્ત્ર ચિંતામણી નામ પ્રસિદ્ધ કર્યું હતું. પરંતુ ચોકસ કારણથી તે ફેરવી હાલનું નામ રાખ્યું છે.

૫. આ કાવ્યને દશ પ્રકરણમાં વહેંચી નાખ્યું છે. વાંચનાર સજ્જન ઈનસાફ આપશે કે આ દશે વિષયમાં એકપક્ષી વાદ કે નિર્ણય નથી. કોઈ પક્ષનું કેવળ એવો એક પક્ષી ગ્રંથ રચ્યો નથી. સામા પક્ષનાં દૃષ્ટાંતો મૂકી દેવામાં આવ્યાં નથ. પૂર્વ પક્ષને ઉત્તર પક્ષ, પ્રતિપક્ષને પક્ષ બંનેના વિચારો દૃષ્ટાંત સહીત આપ્યા છે. ખરૂં જોતાં આ સર્વપક્ષી ગ્રંથ છે. સુબોધ ચિંતામણી જેવો એક પક્ષી ગ્રંથ નથી. મારા મત વિરૂદ્ધ સામાન્ય લોકો કે વિદ્વાનો જે બોલે છે તે ઘણાઓની પેઠ છોડી ન દેતાં તેમના વિવાદો પણ દાખલ કર્યા છે. તેમના મતના પુરાવા સાથે મારા મતના પુરાવા લખ્યા છે. પછી જેને જેમ લાગે તેમ માને અને ગમે તેવું સ્વિકારે તેનો મને આગ્રહ નથી. અર્થાત્ આ કાવ્ય મતાગ્રહ રહીત છે. કાવ્ય કૌશલ્ય અને ચિતાર ચાતુર્ય આણવા યત્ન કર્યો છે. કાવ્યનું મધ્ય બિંદુ એ રાખ્યું છે. એ યત્ન કેટલો સફળ થયો તે વિદ્વાનોને જાણવાનું છે. મુખ્ય મતલબ વિષય દર્શન કે નિર્ણય આગ્રહ નથી. કેમકે દૃષ્ટાંતિક કાવ્યમાં વર્ણન સંકોચાય છે, અને તેથી સૂક્ષ્મ નિર્ણય ન થતાં જાડો નિર્ણય થાય છે. પરંતુ એ જાડો કે સંક્ષિપ્ત નિર્ણય દૃષ્ટાંત સાથે હોવાથી ખીલી નીકળે છે, અને અસર કરી લાભ આપે છે.

૬. પ્રથમ મેં એક પક્ષી ગ્રંથ લખ્યો અને હવે આ સર્વપક્ષી પ્રદર્શિત કરૂં છઉં, તે ઉપરથી કોઇએ એમ ગેર ઈનસાફ ન આપવો કે એકપક્ષીથી સર્વપક્ષી હવે શ્રેષ્ઠ લાગ્યો. એટલે સર્વપક્ષીથી એકપક્ષીની ગૌણતા જણાઈ એમ બિલકુલ થયું નથી. મારા એકપક્ષી સુબોધ ચિંતામણી કા-

વ્ય માટે મને ઘણો હર્ષ છે. એ એકપક્ષી હોવાથી વિરૂદ્ધ
પક્ષવાળાઓએ નિંદા કરવામાં કોઈ પ્રકારની બાકી રાખી
નથી. લોક ધિક્કાર વેઠ્યો છે. તો પણ એ બધાથી મારા
વિચાર કશા ફર્યા નથી. એકપક્ષી ગ્રંથનાં એવાંજ પરિણામ
હોય એમ હું પ્રથમથીજ જાણતો હતો. લોકોના એ બધા
ધિક્કાર અને અપમાનનું સાટું માત્ર એક શાળાપત્રના
વિવેચન વખાણથીજ વળી ગયું હતું. કાવ્ય કરતાં વિષય
પસંદગી લોક દૃષ્ટિએ અળખામણી નીવડી. શાળાપત્રે કા-
વ્યના રસનીજ અધિકસ્તુતિ કરી છે. એમ બંને પ્રથક વિ-
ષય છતાં લોકોની જાહેર વાણીથી જે માઠું લાગેલું તે શાળા
પત્રની જાહેર સ્તુતીથી ભુંસાઈ ગયું હતું. જો કે શાળા પત્રની
સ્તુતી અને લોકનિંદા એક ધોરણ ઉપર નહોતી, એકે ર-
સને વખાણ્યો, ત્યારે બીજાએ વિષયને વખોડ્યો. સ્તુતિ તથા
નિંદાના આમ જૂદાં કારણ છતાં મારા મનથી તો એ બંને
મારીજ રચનાનાં પરિણામ હતાં. તેથી નઠારા પરિણામ
સામે સારા પરિણામે આનંદ આપ્યો. એકપક્ષીને સર્વ
પક્ષી બંને ગ્રંથો પોત પોતાના વિષયલક્ષને યથાર્થ વીવે-
પામે તો બંને પ્રતિના ગ્રંથો ઉત્તમ છે. બંને પ્રકાર સારા
છે. એવું જાણી મેં આ પ્રસંગે વિષય ચુંટણીમાં આવું પ-
સંદ કર્યું. બાકી કાયરતા, ભય કે વિચાર ફરવાનાં કશાં
કારણો બન્યાં નથી.

૭. ટુંકા ટુંકા નિર્ણય છે તેથી અરસીકને વિશેષ માઠું
લાગવા સંભવ નથી. નહીંતો રસીક પુરૂષો તો સ્પષ્ટ જોઈ
શકશે કે જે વિચારને બોધ સુબોધ ચિંતામણીમાં છે તેવા-
જ સુધારાના વિચાર આમાં છે. આ કાંઈ વાર્તા, નાટક
કે ઇતિહાસ નથી. આ પણ એક દૃષ્ટાંતીક સુબોધ ચિંતા-
મણી છે. પરંતુ આમાં પ્રતિપક્ષના પુરાવા લખી બે મત
એકમેળ કર્યા છે, તેથી આ કાથળાના પાંચશેરી અરસીક
પિછાણી શકે નહીં.

૮. પુર્વપક્ષ તથા ઉત્તર પક્ષ એમ બંનેના પુરાવા રજુ કર્યાછે. તેમાં એક નિર્ણય મારો નહીં એમ સમજવું જોઇએ. તથાપિ કેટલાક અન્યોન્ય વિરોધી છતાં તે બંને ખરા હોય એવા પણ દોહરા આમાંછે. કેટલાક પાત્રભેદે, કેટલાક કાળભેદે તથા કેટલાક ક્રિયાભેદે એમ પ્રથક્ પ્રથક્ ઉપાધીથી વિરૂદ્ધતા બતાવેછે. પણ એ બંને ખરા હોયછે. આવા એક એકથી વિરૂદ્ધ મત જોઈ અજ્ઞાનીઓ તેનાં કારણ સમજી શકે નહીં, ને એમજ બોલિજે આમ કાં કંઈનું કંઈ બોલે? તો તેને માટે ફરી કહું છઉ કે આમાં બે જાતનું કંઈનું કંઈ બોલાયું છે. એક જાતનું તો એવું કે બે મતમાંથી એક ખરો ને એક ખોટો. બીજા પ્રકારમાં વાદી પ્રતિવાદી બંને સાચા છે. પેહેલો પ્રકાર ગોઠવવાનું કારણ બે મત સાથેજ પ્રદર્શિત થઈ બળાબળનો ચિતાર આપે. અને બીજામાં તો બંને તકરાર સત્ય હોવાથી તે દાખલ કરવીજ જોઇએ.

"દઉં શું દોષ સરકારને? નથી પ્રજામાં તેજ."

તથા "ઠપકો વધુ સરકારને, જ્યારે પ્રજા અઠીક."

એ બંને સિદ્ધાંતો પરસ્પર વિરૂદ્ધછે, છતાં બંને સત્ય છે. આમાં પાત્ર ઉપાધીથીજ વિરૂદ્ધત્તા દેખાય છે. પ્રજાને કહીએ સરકાર શું કરે? તમારામાં ક્યાં માલછે? એ ઉપદેશ પ્રજાની જાગૃત્તિ અર્થે જોઇએ. પણ સરકાર પ્રત્યે એમ કહેવાનું નથી. ત્યાં એમ બોલવું ઘટે જે પ્રજા મૂર્ખછે ત્યારેજ તારે વધતી સંભાળ લેવી જોઇએ. રોગ પારખી ઔષધ આપવું ઘટે. એકદર્દ ઉપર બધાં ઔષધો કામનાં નથી. વિદ્યાથી ફાયદા તેમ ગેર ફાયદા પણ થાય. તેને ઉદ્દેશી સ્ત્રીઓ સુધરે કે બગડે બંને સિદ્ધાંતો લખ્યાછે. ક્રિયા અને પાત્ર દોષથી બિગાડ પણ થાય. આશા સુખદ અને દુખદ વગેરે ઘણી તકરારી બીના એકપક્ષી થઈ શકે નહીં. કાળ, પાત્ર, ક્રિયા વગેરે ભેદથી બંને પરિણામ આવે. માટે બંને મતનાં હિમાયતીઓના પુરાવા દાખલ કર્યાછે. તેમજ સુધારો ધીમે ધીમે કરવો કે યાહોમ કરવું, કરી શકીએ તોજ

બોલવું અને બોલાય એટલું બોલવું તો ખરૂં વગેરે ઘણી મત ભેદની બાબતો છે. સુધારા સંબંધી આ ચારે મત બહુ ચર્ચાયા છે. ગુજરાતી અને રાસ્ત જેવા પત્રના વિદ્વાન એડીટરો એ વિષે બહુ બોલ્યાછે અને વખત આવ્યે બોલે, ભલે. પણજ્યાં મતભેદની વાત આવી ત્યાં આ લખનાર પણ એક મતમાં હોય. તોપણ કોઈ પક્ષ નહિ ખેંચતાં બંને બાબતો ગોઠવી છે. ધીમે ધીમે કરવું તથા યાહોમ કરવું બંને ફળદાયક છે. સાધન સારાં હોય તો બંને પ્રયોગ ફળીભૂત થાયછે. ચોરી, વ્યભિચાર વગેરે દુર્ગુણનો નિષેધક બોધ કરનાર પોતે તેવા ગુન્હા કરેતો પોથીમાંનાં રીંગણાં, કહેનેકા કરનેકા નહીં, ચડ બેટા શૂળીએ રામજી ભલા કરેગા વગેરે કહેવતો તેવા પર લાગુ થઈ શકે. બાકી કર્ત્તવ્યનો બોધ કરનાર ગમે તે ઉપદ્રવથી બોધેલું કર્ત્તવ્ય ન કરી શકે તો ત્યાં તેવી હીણી કહેવતો લાગુ ન થાય. તેવા બોધકો નિર્બળતા કે દુઃખ ખમવાની ન્યૂનશક્તિથી તેવું ન કરી શકે, તે ઉપરથી તેઓ પારકાં છોકરાંને જતી કરનારા સ્વાર્થી ઠગ ઠરતા નથી. તેઓ તેવા વિશેષણને પાત્ર નથી. તેઓ જાણી બુઝીને કે હોંસે હોંસે વિદ્યા વિરૂદ્ધ કરતા નથી. તેમ બોધીને બીજાને જતી કરવામાં તેમને ખાનકી લાભ નથી. તેમની પ્રશંસા ન થાય એ સ્વભાવિક, પણ નિંદા થવી ઘટીત નથી. ખરૂં બોલવું તેપણ કાંઈ પણ નુકસાન ભોગવવાના ફળવાળું છે. કર્ત્તવ્યમાં સૌસમાન નજર હોય. પુણ્યના ગરીબ બોધક કરતાં રાજા જેવા શ્રોતા વધારે પુણ્યદાન કરી શકે. તેટલું રંક બોધકે દેવું અને ન દે તો ઠગારો કહેવો એતો એક જુલમ છે. સુધારો જુલમ નથી. તે સત્વગુણથી જન્મી-સ્થિત રહી વૃદ્ધિ પામશે. બધા લોકોના વિચાર સારા થવા જોઈએ એજ સુધારાનો બોધ છે. પણ તેથી બધાઓ તેવું બધું કરી શકવાના નથી. કરવાનું તો સગવડ, શક્તિ, સાધન વગેરે ઉપર આધાર રાખશે—રાખશેજ. સૌની પ્રકૃત્તિ ભિન્ન ભિન્નછે. મંદ, ચંડ,

સામાન્ય વગેરે પ્રકૃત્તિ પ્રમાણે કાર્યો દેખીએ છીએ. બોલવામાં પણ એમજ છે. બોલાય એટલું બોલેછે ને કરાય એટલું કરેછે. કાંઈ ખાનગી સ્વાર્થ કે કાપટ્ય હોય તો તે ગુન્હો છે. પણ રે! આ તો બહિર્ગમન થાયછે. એ વિવાદ ગંભીર અને મહત્‌છે. એનું વિવેચન બીજે પ્રસંગે.

૯. આ લખનારનું આ ત્રીજું કાવ્યછે. ખરૂં ગણીએ તો બીજુંછે. પ્રથમ કાવ્ય સુબોધ ચિંતામણી પ્રસિદ્ધ કર્યે બે વરસ વીત્યાંછે, અને તેટલી મુદતમાં શક્તિ ઉપરાંત—ધાર્યા ઉપરાંત યશલાભ થયોછે. એ કાવ્ય વિષે વિદ્વાનોના ઘણા સારા મત પડ્યાછે. પુસ્તકમાં એવાં સર્ટિફિકેટો (કેટલાક તો વળી નિંદા ભાગ તજી સ્તુતિ ભાગજ ઉતારી લે છે.) દાખલ કરવાનો રીવાજ હાલ ચાલ્યો છે. પણ તેમ કરવું મને ગમ્યું નથી. મુંબઈ સમાચાર, રાસ્તગોફતાર, કૈસરેહિંદ, નૂરેએલમ, બુદ્ધિપ્રકાશ, વિજ્ઞાન વિલાસ, તથા સ્વદેશ વત્સળના વિદ્વાન એડીટરો, તેમજ રા. બા. ગોપાળજીભાઈ, રા. સા. મહીપતરામ, રા. સા. લાલશંકર અને કવીશ્વર દલપતરામ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનોએ એ કાવ્ય સામટ્રીરીતે વખાણ્યું છે. પણ એ સર્વના સંક્ષિપ્ત વાર્ત્તિક કરતાં ગુજરાત શાળા પત્રના વિવેચનથી મને અધિક હર્ષ થયો. એવુ રસીક-માનદ-ઉંચું વિવેચન રા. નવલરામે અગાઉ કોઈ પણ બીજા વિષે લખ્યું હશે એમ મેં માન્યું નહીં. જો એ કાવ્ય વિદ્વાન વિવેચક નવલરામભાઈને ન મોકલ્યું હોત તો મારા મનની હામ મારા મનમાંજ રહેત. પરીક્ષા કરાવવા એમને ભેટ મોકલ્યું તે સફળ થયું. જો કે એ વિવેચકે કડવું લખવામાં કે મેણાં મારવામાં કશી બાકી રાખી નથી. વિરૂદ્ધ પણ ઘણું લખ્યુંછે. તથાપિ એ બધું મારા મત કે વિષયશૈલી માટે બન્યું છે. પણ કાવ્ય માટે નહીં. મારા સુધારાનાં વિચારો ગમે એવા ગાંડા હોય, અથવા મારી કલમ તોછડી, ઉદ્દત કે અસત્ય હોય પણ એ

બધા પુરાવા કાવ્ય સામે નથી. કાવ્યની રસીકતા સામે એ ફરીઆદ નથી. મતભેદમાં મારો કે વિવેચકનો મત ખોટો હોય, કદી કાલે મારો મત ફરેતો બીજા મતનું લખી શકાય. પણ કવિતા—પેલી જાગૃત જીવંત અસરકારક કવિતા, જે ગમે તેવી વહેમી કે ખોટા મતવાળી હોવા છતાં જગત્માં કાયમ જીવતી રહેછે તેવી શક્તિ ઉપર મારી લઘુતા રહેછે. કોઇની એવી કવિત્વશક્તિ ઉપર મારો અધિક મોહ છે. હું એવી કવિતા કરી શકું છઉં એમ તો હજી નહીં પરંતુ એ દ્વારે પહોંચવા ઉત્સાહછે. મારી કવિતામાંથી મારી એ હોંશ પ્રદર્શિત થાયછે એવું સાંભળી મારી ઉલટ વધી છે. લોકો કે વિદ્વાનો મારા મત વિષે ગમે એટલું બોલો, મારૂં જ્ઞાન થોડું કહો, મારી અવસ્થા નાની કહો પરંતુ એનો હર્ષ શોક નથી. તે તો ફરશે, કોઈ કાળે જ્ઞાન વધશે, કોઈ કાળે વૃદ્ધતા આવશે, કદી આજથી વિરૂદ્ધ મતમાં જવાશે, પરંતુ ગદ્ય કે પદ્ય લખાણમાં માલ છેકે નહીં—જીવ છેકે નહીં તે વિષે લોકો કે વિદ્વાનોના વિચાર જાણવા કાળજી છે. માલની જાત ગમે તે હોય પણ તે ઉંચો કે સરસ જોઇએ. તેમ હોય તો ક્યાંઈ પણ તેનો ખપ જાગે. દેહરૂપી ઉપાધી ગમે તે પ્રકારની હોય-એતો ફરે. પણ માંહીં આત્મા છેકે નહીં તે જોવું જોઇએ. આત્મા હોય તો બીજી ઉપાધીઓ જખમારેછે, અને આત્મા ન હોય તો જડ કેવળ નિષ્ફળ છે. લખાણમાં માલ ન હોય તો તેમાં નાહક સમય ખોવાનું પ્રયોજન નથી. બીજા ઘણા લખનારા છે. લખવાના કામથી હાલમાં લાભ કે બહુ કીર્ત્તિ નથી. તો વ્યર્થ સમય શું ખોવો? માથે ઠોક પડે તોય લખી વખત ગુમાવવો એ કામ નવરાનું છે. સદાકાળ એવી નવરાઈ રહે નહીં.

જેમાં સત્ય કે સુનીતિ હોય તેજ કાવ્ય એવો કાવ્યશાસ્ત્રનો નિયમ નથી. કાવ્યનો આત્મા રસછે અને વૃત્તિ

જાગૃત કરવી કે અસર કરવી એ એનું ફળ છે. કોઈપણ માણસનો વિશેષ મત સર્વમાન્ય થઈ શકે નહીં તો કોઈ કાવ્યમત સર્વ માન્ય ક્યાંથી થાય? પણ રસીકતા સર્વમાન્ય થઈ શકે. વસ્તુતઃમત એ કાવ્યથી પ્રથક્ વિષય છે. રસ અલંકારના વિભાગ પાડી જાણે કે કવિત્વ વિના કવી પાસે અભ્યાસ કરે તેનાથી પણ સારી કવિતા થઇ શકે નહીં. ટ્રેનિંગ કાલેજના વિદ્યાર્થિઓને કવી દલપતરામ કવિતાની રીતિ શિખવતા, પરંતુ તેવા બધા કવી થયા નથી. અને હાલના તથા અગાઉના ઘણા અશિખાઉ મનુષ્યો સારી-રસીક કવિતા કરી શક્યાછે. જો કે વસ્ત્રને ક્યાં ક્યાં શરીર ઉપર ગોઠવાં તેતો સામાન્ય રીતે સર્વ જાણે, પરંતુ ઉંચા વસ્ત્રની વાત ન્યારી છે. બહુ ટાપટીપ ન જાણે તોય શું? મૂલ્યવાન ઉંચાં વસ્ત્ર ભભકી ઉઠેછે. જેમ ઘણા વિદ્વાનો ગ્રંથો વાંચી વાંચી ડીક્ષનેરી બનાવેછે તેમ કેટલાક વિદ્વાનો અભ્યાસે અલંકાર શાસ્ત્ર લખી શકે. પણ તેથી તે રસીક કવિતા બનાવી શકે નહી. અને કવીપણ કહેવાય નહીં.

અનાગરત્વનો દોષ મારા કાવ્ય વિષે નીકળ્યો એજ દોષ મનન કરવા યોગ્ય નીવડ્યો. મત વંદાયો કે નીંદાયો પણ તે નવીન નહોતો. ઘણાઓનું કહેલું મેં ફરી કહ્યું હતું. જો કે એવું ફરી ફરી કહેવા જરૂર છે. રસ, પદ્ધતિ ફેરવી કહેવાય તો નવીન લાગેજ.

કેળવણી ખાતાના મેહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબને એ પુસ્તક મેં બુક કમીટીની તપાસ માટે આપ્યું હતું. ગુજરાત બુક કમીટીના બધા મેંબરોએ એ કાવ્ય પસંદ કર્યું. માત્ર એક અંગ્રેજ વિદ્વાને નાપસંદગી બતાવી છે. પરંતુ તેતો લાંબી પ્રસ્તાવનાની નિષ્ફળતા અને મતની લોકમાં અપ્રિયતાને લીધેજ, કાવ્ય સામે નહીં. રા. સા. મહીપતરામ તથા રા. બ. ગોપાળજી ભાઇએ દોહરા ચોપાઈ વગેરે છંદોમાં એવું કાવ્ય રચવા કહ્યું હતું, પણ નવલરામે તો

ગરબીઓમાં લખ્યું તે ઠીક કીધું એમ કહ્યું. આ મતભેદ તે કાંઈ રસ વિષે મતભેદ નથી. આ કલમમાં આત્મપ્રશંસા જેવું કોઇને જણાય તો તે માટે ક્ષમા માગું છઉં. નમ્રતાને ખાતર તો મેં વિદ્વાનોએ લખેલા ફકરા ટાંક્યા નથી, પરંતુ મને થયેલો હર્ષ બતાવ્યો છે. મારી ગરીબ વૃત્તિ એથી છકી જશે એમ ન ધારવું. અને જે આવું લંબાણ થયું, તે તો કાવ્યનું મેં માનેલું સ્વરૂપ ચિતરવા થયું છે. મારા મત પ્રમાણે હું કોને કવી ને કવિતા કહું છઉં તેનું ઝાંખું ચિત્ર માત્ર આપ્યું છે. તેમ કરવાની જરૂર હતી. કેમકે હમણાં કવિતા વિષે બહુ ખોટી સમજણ ચાલેછે.

૧૦. વૃંદ શતસહી જેવડું સાતસો દૃષ્ટાંતિક દોહરાનું પુસ્તક ગુજરાતી ભાષામાં આજસુધી બહાર પડ્યું નથી. આપણા બે હૈયાત કવિશ્વરોએ કેટલીક દૃષ્ટાંતીક કાવ્ય રચ્યાંછે, અને શામળશતસાઈ નામે એક ગ્રંથ બહાર પડ્યો છે, તથાપિ આ સ્વતંત્ર વિષય ઉપરજ એ સ્વતંત્ર પુસ્તક નથી. શામળશતસાઈમાં બધું દૃષ્ટાંતીક નથી. રા. અંબાશંકર મહાશંકર ભટ્ટે સાહિત્ય લતિકા બહાર પાડીછે, તેમાં કેટલાક એવા દોહરાછે, તથાપિ તે ઉપરજ એ પુસ્તક નથી. વળી દોહરાની સંખ્યા થોડી છે. સાહિત્ય કાવ્યના ગુજરાતી ગ્રંથોમાં આ નવીનતા ઉત્પન્ન કરવાની વૃત્તિ તેથીજ મને થઈ. રસીક પુરૂષો મારી વૃત્તિને ઉત્તેજન આપશે એવી અભિલાષા રાખું છઉં.

૧૧. હાલમાં ગુજરાતી ભાષામાં કંગાળ લખાણ બહુજ વધી પડ્યું છે. આ કાંઈ મારી એકલાનીજ ફરીઆદ નથી. સારા સારા વિદ્વાનો એ વિષે ખેદ બતાવે છે. થોડી મુદ્દતથી સારા ન્યુસ અને ચોપાનિઆમાં કંગાળ કાગળીઆં વિષે પોકાર વાંચું છઉં. વિદ્વાન અધિપતિઓ જ્યારે એક અવાજે પોકાર મારે છે ત્યારે તે વાત ખોટી

કેમ હોય? એ સમર્થ અગ્રેસરોમાં મારો તો એક નબળો અવાજ છે કે અભણ અધુરા અરસીક લખનારા વ્યર્થ વખત ગુમાવે છે. જમાના જમાનામાં રૂઢી પ્રમાણે વા વાયછે. તેમ હાલ આ એક ઘેલછાનો વા વાયો છે. રે ભુંડો વા વાયો છે. ખચીત ગુજરાતી મૂર્ખ જુવાનોમાં આ કાળે શાળાપત્રનો પેલો ઓથારીઓ હડકવા પ્રસાર પામ્યો છે. કાવ્ય, નાટક, નિબંધ વગેરે તે તે વિષયના જ્ઞાન વગર મૂર્ખ લખનારા લખે છે. છપાનીઆની સંખ્યાનો સુમાર નથી. આ સુધરેલો કુધારો દેશને હાનીકારકછે. પ્રજાપણ એવી અપઢ છે કે સારા ને નરસા બંને લખનારને એક અસ્ત્રે મુંડેછે. હૅંડબીલોનો પ્રચાર એટલો વધ્યો છે કે સારા લખનારને પણ તેમ કરવું પડે. વિલાયતમાં લખનારા લાખો રૂપીઆ કમાય છે. અહીં લાખો પાઇ પણ મળવી મુશ્કીલ. દલપતરામ જેવા લોકપ્રિય કવીના ગ્રંથો પણ શ્રીમંતોની મદદ વગર ન છપાય એ કેટલી પતિત દશા? લખાણની આવી તડાતડીમાં મારા જેવાનું શું ગજું? સારા લખનારા કામ પડચું મૂકેછે અને કંગાળ કાગળીઆં રાજ્ય કરેછે. એ કાંઈ કમાઇનો સારો આબરૂદાર ધંધો નથી. એટલા ઉપર નિર્વાહ માટે કોઈ સબુરી રાખી શકે નહીં. સંપૂર્ણ લક્ષ સિવાય કામ સારૂં ન થાય. પરમાર્થનો ડોળ ઘાલનારા થોડીવાર ઝળકી પાછા વિરામી જાય છે.

હું ધ્યાન આપીને આજ દશ વર્ષથી વિવેચનો વાંચું છઉં. તે વિષયમાં શાળાપત્ર પેહેલે નબરે ઝળક્યું છે એમ સ્વાનુભવથી કહું છઉં. એવી ઉચ્ચ વિદ્વત્તા, યથાર્થ પ્રથક્કરણ ને સ્વભાવિક તથા અભ્યાસિકી રસીકતા બીજે ક્યાંઈ જોઈ નથી. એવા વિદ્વાનને હાથે એક નિરાળું લખાણ વિવેચનનું માસીક નીકળે અને તે ન્યાય આપે તો ગુજરાતી ભાષાની દશા સારી થાય ખરી. તે વિના હાની થઈ

છે અને હજી વિશેષ થશે. વિદ્વાને શિરે ચિંથરીહું લખાણ એક શ્રાપ છે. આથી કોઇને માઠું ન લગાડવું, અને આમાં આત્મપ્રસંશાનો નીચ હેતુ ન સમજવો.

૧૨. આ પુસ્તકમાં બધા દૃષ્ટાંતિક દોહરા હોવાથી તેની નીચે ટીકા આપવાની જરૂર પડીછે. કેટલીક કહાણીનાં પરિણામ દોહરામાં ટાંકેલાં તેની વૃદ્ધિ નીચે આપી છે. ઘણાં દૃષ્ટાંતોની સ્ફુરણા વાંચેલા સંસ્કૃત શ્લોકો ઉપરથી થયેલી ત્યાં તે શ્લોકો ટાંક્યા છે. તેનું કારણ એક તો એકે રક્ષકબુદ્ધિવાળાને જુના ઉપર વધારે વિશ્વાસ બેસે. અને બીજું ઉત્પ્રેક્ષા મારી પોતાની નવીન છે એમ ડોળ ઘાલવાની જરૂર નહીં.

૧૩. સુબોધ ચિંતામણીકાવ્ય વખતે ઘણાએએ ઘણી શિખામણ આપી ઉપકાર કર્યોછે. તે રીતે આ વખતેપણ વિદ્વાનો તરફની આશા રાખું છઉં. જો કે એ શિખામણો માનવી તે મારા મત ઉપર, અને અમલમાં આણવી તે સગવડને શક્તિ ઉપર આધાર રાખેછે. તે માટે અયોગ્ય ઠપકો દેવાનો કોઇને હક નથી. કોઈ પણ મતભેદ માટે ખેદ કરવાનું કશું કારણ નથી. પણ અસભ્ય હુમલો કે અસત્ય તહોમત માટે શોક થાય ખરો. "મને માન્યવર્ગ બોલે તેવી ઉંચી ભાષા લખતાં ન આવડી માટેજ ગામડીઆઈ પસંદ કરી. પણ ગામડીઆઈ મને ગમેછે એવું ખોટું બહાનું બતાવી ન આવડવાનો દોષ છુપાવ્યો." આવું શાળાપત્રનું આળ તે મને અસભ્ય લાગ્યું હતું. સુબોધચિંતામણીના વિવેચનમાં ઘણા ખોટા દોષ કાઢવામાં આવ્યા છે. તે વિષે કોઈ સભ્યતાથી જાહેર વિવાદ ચલાવવા માગે તો તેમ કરવા ખંતી છઉં. પરંતુ ગાયની લાત સામું ન જોતાં દુધ સામું જોવાની કહેવતે એ ઉભરો મંદ કર્યો. ધાર્યાથી વધતું દુધ મળતું જોયું. બાકી મતભેદથી હર્ષ શોકનો સં-

ભવ નથી. નમ્રતાથી વિવાદ થાયતોજ સારૂંપરિણામ આવે.

૧૪. છેવટ રૂઢી મુજબ હરકોઈ પ્રકારના દોષ માટે વિદ્વાનોની ક્ષમા ચાહું છઉં. જેવું મને લાગે એવું અને બોલાય તેટલું શુદ્ધ-હૃદયથી બોલું છઉં. ભાસે એટલું બોલવા અને બોલાય તેટલું કરવા હું માથે લઈ શકતો નથી. આમાં ફડાકા માર્યા તેમાં પણ વળી દોષ હશે. પણ સુજ્ઞ સાર ગ્રહણ કરશે. વિદ્વાનમંડળને વિનય પૂર્વક અભિવંદન કરી વધી ગયેલી પ્રસ્તાવના પુરી કરૂં છઉં. નવું લોહી કે અજ્ઞાન ઉપાધીથી દોષ આવ્યા હશે તો તે સભ્ય ચર્ચાથી સુધરશે. સુબોધચિંતામણી પ્રસિદ્ધ થયા પછી વિદ્વાનોનો સારો મત, અને પ્રજામાં સારી ખરીદી, એ બે આનંદદાયક પરિણામ નીવડ્યાં, તેવાં આમાં નીવડવાની ઉત્કંઠા રાખું છઉં. ભવતુ.



# અનુક્રમણિકા.

## ઉપોદ્ઘાત.

તુલસિદાસ કવિ મમ ગુરૂ, જે કૃત રામચરિત્ર;
વાંચી હૃદયે શિશુ વયે, પ્રગટ્યું કાવ્યરુચિ ચિત્ર. ૧
ચંદ બિહારી શતસહી, નહીં તે સમ મમ કાવ્ય;
સાંજ કળા શશિનીય પણ, ક્યાંથી સૂર્ય પ્રભાવ? ૨
કાવ્ય કુશળતા છે નહિ, તો પણ કાવ્ય કરાય;
લાગે તો તિર ગણિશ હું, નહિ તો થોથું ગણાય. ૩
પ્રભુ પ્રસાદ ઉસ્તાદ વણ, કવ મુરાદ બરબાદ;
નાદ ધરે હિણસ્વાદ કવિ, એ ઉન્માદ ફિસાદ. ૪
પરમ ધરમના મરમથી, કાવ્ય કરમ નિર્માણ;
નરમ ગણીશ ગરમ વચન, ભેદ ભરમ જો જાણ. ૫
સાહિતમાં* માહિત નથી, ત્રાહિત કરજો માફ;
નિજ હિત અનહિત હેતુ નથિ, હેતુ દેશહિત સાફ. ૬
છે સુખકંદ સુધા ઝરો, કવિતા છંદ પ્રબંધ;
પણ ન લહે આનંદ એ, મતીમંદ જનવૃંદ. ૭
કાવ્ય તરંગ પ્રસંગથી, અંગ અભંગ ઉમંગ;
જંગ ઢંગ અતિ વ્યંગથી, કરૂં ન રંગમાં ભંગ. ૮
કાવ્ય ગાઇ સુખદાઈ મેં, કાંઈ જુદાઈ ન ભાઈ;
તોછડાઈ સરસાઈ નથિ, છે સુધરાઈ ભલાઈ. ૯
મન મુદીત જન હીતથી, જીત પ્રીત નથિ ચિત્ત;
વિત્ત નિમિત્ત રહીત આ, કરૂં વિદીત કવીત. ૧૦
સૌમાં ભળિ જઈ હળિ મળી, લળિ લળિ લાગું પાય;
પણ રૂદિ આંધળિ નવ ટળી, બળિબળિ બાળિજવાય. ૧૧

---

૧. કાવ્ય પ્રતિનું ચિત્ર હૃદયમાં આળેખાયું. ૪-રસનો સ્વાદ ન પારખે તે હિણ સ્વાદ કવી. *સાહિત્ય. ૮ જંગઢંગ-કુસંપ ચિન્હ. અતિવ્યંગ-બહુ જૂઠું, બહુ મશ્કરી ૧૦ મુદીત-પ્રસન્ન. વિદીત-પ્રસિદ્ધ. વિત્ત નિમિત્ત રહિત દ્રવ્યના બાના વિના. વેપાર તરીકે નહિ.

દેશ હીત ઉદ્દેશથી, દઉં ઉપદેશ હમેશ;
શુભ આવેશ[૧] પ્રવેશ આ, દ્વેષ દિલે નથિ લેશ. ૧૨
છો નિંદે નાદાન જન, આપિ અશુભ અપમાન;
દેશ હિતે ગુલતાન રહિ, ન ધરૂં કાન તોફાન. ૧૩
ભુમિ ભારતિ રતિહીણ[૨] થઈ, આરતિ[૩] ખમિખમિ ખૂબ;
રતિભાર[૪] ન રતિ[૫] દેશની, ઉલટી વિરતિ[૬] અશૂભ. ૧૪
ભણિ ગણિ જે જગધણિ ભણી, ધણિધણિવાત વિચાર;
દેશ પિડા ગણિ આપણી, હણી નાખ નિર્ધાર. ૧૫
તાણિ અંત પર્યંત નહિ, કરો તંત અત્યંત;
ગ્રંથ પંથ સુખવંત ગણિ, ધરો અંત ધીમંત[૭]. ૧૬
કાન ધરે નહિ કોઈ પણ, કર્યા કરો ઉપદેશ;
મુળમાં ન મળે માટિ પણ, સાસરિએ સંદેશ.† ૧૭
શઠ દ્વિજને શિખ આપતાં, ગાળ લિધી મેં ખાઈ;
લાત ખમ્યા વિષ્ણુ પણ, તો આમાં ન નવાઈ. ૧૮
ગાળ દિયે નહિ સુજ્ઞ જન, મૂર્ખ તણી કરૂં માફ;
શંખણિના લાગે નહિ, ને સતિ દે ન શરાપ. ૧૯

---

૧ ક્યાંઈપણ આવેશનો પ્રવેશ હોયતો તે હિતબુદ્ધિજન્યજ સમજવો. ૨ કાંતિહીણ. ૩ પીડા, દુઃખ. ૪ જરા પણ. ૫ પ્રીતિ. ૬ વૈરાગ્ય-અપ્રીતિ. ૭ બુદ્ધિમાન. † ધણી વિના સાસરે સંદેશા મોકલે તે ઘેલાજ કહેવાય. તે પ્રમાણે ફળ રૂપી પતી પ્રત્યક્ષ નથી તોય વાણી રૂપી સંદેશા મોકલો. એવા ઘેલા થાઓ. અર્થાત્ ફળ થાય કે નહિ તેની દરકાર વગર કર્તવ્ય કરો. સંદેશો નિષ્ફળ છે એમ ઘેલીને વિચાર નથી. તે પ્રમાણે તમે પણ સફળ નિષ્ફળના વિચાર તજી દો. સારૂં લાગે તો મંડો. ખરી ભક્તિ હશે તો સ્વતઃ ફળ કોઈ વાર થશે.

## કદળિ પ્રબંધ.

ઈં અ ડું ઓ ળ અ દાં દ ધિ તા ગ મ ળે

क
म
शे
ळ
क

ઈં અઉ હીંન ર પુ સ્તક વાંચો જુઓ

रि
क
दी
रि
ख

ઈં ઘગુ નેડિઅ તે અથડાવું નહીં

स
र
टे
ल
उ

ઈં ક વ્ય કા યપ્રિ ને પદ વંદિ પછી

म
त
षो
रु
पु

### દુમિલા છંદ.

પુરૂષોત્તમને પદ વંદિ પછી
પુરૂષો તમને પ્રિય કાવ્ય કરૂં;
ઉલટે રસતે અથડાવું નહીં
ઉલટે રસતે ચડિને સુધરૂં;
અરિદીકરિ પુસ્તક વાંચિ જુઓ
અરિદી કરિ પુત્ર નહી ઉચરૂં
કળશે ન કદી દધિ તાગ મળે
કળશે ન કદી ખળ ખોટું ખરૂં.

# मंगळाचरण.

### દોહરા.

જગ કારણ તારણ તરણ, મરણ નિવારણ ઇશ;
અશરણ શરણ કુપણ હરણ, ચરણ નમાવું શીશ.
તુંજ કૃતિ ગતિમાં મુજ મતી, નથી પ્હોંચતિ રતિભાર:
જગપતિ કર અતિ ઉન્નતી, વિનતી વારંવાર.
પાપ તાપ સંતાપ મય, કામ વિલાપ પ્રલાપ;
દીલ સાફ અશરાફ ગણિ, માફ કર તું જગબાપ.
ન કર વાર, પરવાર લઇ-કર પ્રભુ વાર સવાર,
વારય કપટ વિચારથી, વિનવું વારંવાર.
મંગળ ભાવે તેં રચ્યો, સઘળો સૃષ્ટિ સમાજ;
ગાઉં મંગળાચરણમાં, કર મંગળ મ્હારાજ.

## गोटीका प्रबंध.

### દોહરા.

ઓમ વ્યોમ સમ હામ ક્રમ, હામ દામ મમ ધામ;
ક્ષેમ રેમ ગમ ધામ ધુમ, પ્રેમ સીમ નિમ શામ.
તન મન ધન અન દાન ઘન, ધન ધન ધન ધનવાન;
દિન દિન જન સનમાન હિન, ખિન દિન મન જિન માન.
કાળ ફાળ શુભ ગાળ મુળ, આળ ગાળ દળ ટાળ;
ઓળ ધોળ ખળ રોળ ધુળ, બાળ જાળ બળ વ્યાળ.

## स्वास्तिक प्रबंध.

### સૃગ્વિણી છંદ.

રે મ્હારાજ દે દે જરા હામ રે!
રેમના પુંજ જે જે જપું નામ રે;
રે કળાસાર તું તું રસાળો કરે,
રે હરો માર્ગમાં માર્ગ મારો હરે.

## ગોટીકા પ્રબંધનો અર્થ.

અ, ઉ, મ, એ ત્રણ અક્ષરો મળી ઓમ્ થાયછે. પ્ર-ભુના ઉત્પત્તિ સ્થિતિને લય ત્રિગુણનો એમાં સમાવેશ થા-યછે. જેના નિવાસનો અનુક્રમ આકાશ પેઠે વ્યાપક છે, તેજ મહાપ્રભુ મારૂં હામ દામ તથા ધામછે. તેની ધામધુમ દયા ને ક્ષમા તરફ, તે પ્રેમનો સિમાડો તથા શામ નિયમ-વાળો છે. અર્થાત્ બહુ પ્રેમી ને સત્વગુણી છે.

જીવોને તન મન ધન અને અભયરૂપી બહુ દાન આ-પનાર હે ધનવંત તને ધન્ય છે. સદા મનુષ્યોના સત્કાર રહિત આ ખેદયુક્ત અને દીન મન તારામાંજ લીન માન.

મોતના ભયરૂપી શૂળને મૂળમાં ગાળી નાખ. કલંક અને અપકીર્તિ સમુહનો વિનાશ કર. દુષ્ટોને ઓળઘોળ કરી ધુ-ળમાં રોળ. અને આ તારા બાળકની અંતર્જ્વાળાનું જોર નરમ કરી નાખ.

## સ્વસ્તિક પ્રબંધનો અર્થ.

હે મહારાજ જરા હિંમત આપ. હે રેહેમના ઢગલા! તારૂં જય નામ હું જપું છઉં. હે કળાસાર! સર્વ કળા કૃતિઓના આદિ કારણ, રસાળા-રસવતી પૃથ્વિના કર્તા! મારા માર્ગમાં આવીને વસો. જેથી મારો માર્ગ શીતળ થાય. માર્ગ-કાવ્યરૂપી માર્ગ.

---

## કદળી પ્રબંધ વિષે.

પુરૂષોત્તમ-ઇશ્વર. ઉલટે-આડે, ઉંધે. ફરી ઉલટે-ઉલટ વડે. ખરિ દીકરી પુત્ર નહીં ઉચરૂં-સત્ય કહીશ. દીકરી બદલ દીકરો નહીં કહું. કળશે-પિછાણશે, સમજશે. પ્રથમ કળશે-લોટે, કળશીએ. મૂળ શબ્દ કળશ છે. અમારે ત્યાં રૂઢીમાં કળશો બોલાયછે. તેની તૃતીયા કળશે.

---

# દૃષ્ટાંત ચિંતામણી કાવ્ય.



## પ્રકરણ ૧ લું.

### સુધારા વિષે.

દોહરા.

ફ્રાન્સ જ આ જો મમાં, કરે દુષ્ટ મર કોપ;
લ્યુથરના વાહીમથી, સુધર્યો પોપ યુરોપ. ૧
એક શુરો બહુ બહુ કરે, કરે ન એવું હજાર;
શંકર સહજાનંદ બુધ, હતા એકલા યાર. ૨
હિચકારા હિંમત વિના, જુએ બધાની વાટ;
જેમ સિંહ સામે જવા, ઘડે હરણિયાં ઘાટ. ૩
કરો સુધારા સાક્ષરો, ઉઠો દેશિયો આજ;
સ્વાર્થ સરે પરમાર્થમાં, એક પંથ દો કાજ. ૪
ફરિ ફરિ ઉઠો સુધારકો, ઝટ ન સુધારો થાય;
જેમ એક ઘાએ કદી, કૂવો નહિં ખોદાય. ૫
બહુ જન દેખી નવ ડરો, કરો સુધારા કાજ;
શ્વાન સહસ્ત્ર ભસે તદા, ડરપે શું મૃગરાજ? ૬
મહેનતમાં મંડ્યા રહો, મંડ્યે પૂરણ થાય;
મંડિ મર્કટે બાંધિયો, સેતૂ સાગર માંય. ૭

---

૧. પોપ એ ક્રિશ્ચનોનો વડો ધર્મગુરૂ. તે બહુ જુલમી હતો તેની સત્તા લ્યુથરે તોડી લોકોને યુરોપખંડમાં સુખી કર્યા.

૨. શંકર તે કૈલાશપતી નહીં પણ પ્રથમના શંકરાચાર્ય.

૭. સાગરમાં વાનરોએ પુલ બાંધ્યો એવી રામાયણ કથા છે. હિચકારા-બીકણ. તદા-તોય. મગરાજ-સિંહ.

બી ન સુધારા યુદ્ધમાં, ઝપલાવી શુરવીર;
મૂશળથી શું બિવું પછી-ધરિ ખાંડણિએ શીર? ૮
દુગ્ધ રૂઠીપર બહુ લખ્યો, લખતાં અસર કરાય;
વકરો હોય ન વાંઝિયો, કૈંક કમાણી થાય. ૯
અંત ધિરજને હિંમતે, કઠણ કામ પણ થાય;
સગર વંશિઓ સુરસરી, લાવ્યા ભારત માંય. ૧૦
માથું ફરવે એક તો, કરે ધાર્યું નિજ કામ;
કપોળ કરશનથી ધુજ્યો, વૈષ્ણવ વર્ગ તમામ. ૧૧
શુરનર સ્હેજે નવ ફરે, કરતાં સાહસ કામ;
ગરલ ગળામાં શંભુએ, રાખ્યું રાખી હામ. ૧૨
કરશનદાસ સમાન તો, કોઇકજ હિંમતવાન;
ટોળે વાઘ્ર ન હોય પણ, એક હજાર સમાન. ૧૩
હેતુ હણાયા રૂઢિના, તદપિ રહ્યો વિધિ વ્હેમ;
સાપ ગયા પણ લિસરડા-રહ્યા ભૂમિપર જેમ. ૧૪
છતાં ઉપાયે હિંદુઓ, સંકટ સહે સદાય;
ઘરમાં ઘોડું છતાં મુરખ, પંડે પાળો ધાય. ૧૫
જાગે રોયા રહિ રહી, જ્યારે જાય તમામ;
વેલી આરે ઘેશ જવ-ઘોરે આખું ગામ. ૧૬
જડસા મોડા જાગશે, વળિ ધીમે વ્હેનાર;
રાજેશ્રી મોડા ચડ્યા-અને મંદ અશ્વાર. ૧૭
આરંભે લઘુ સર્વ પણ, અંત વધે મતિમાન;
નહિ નિકળ ત્યાં નાનિ બહુ, આગળ સીંધુ સમાન. ૧૮
દેશ કાળને વરતિને, ચાલે તે સુખિ થાત;
પારશિઓ ઝળકી ઉઠ્યા, હઠિલા હિંદુ પછાત. ૧૯

---

૧૦. સગર એ સૂર્યવંશી રાજા હતો અને તેના વંશજો ભરતખંડમાં ગંગાને લાવ્યા એવી કથા પુરાણમાં છે.

૧૪. વિધિ એટલે ક્રિયા માત્ર રહી છે. હેતુ હણાયા છે. જવ=જ્યારે. સુરસરી-ગંગા.

અર્થ સરે મિઠું મિઠું વદયે, તો કડવિ ન કર જીભ;
મરે ગોળથી એહને, વિખ ખવરાવવું શીદ ! ૨૦
શિદ ભુંડપ લે શત્રુ જો,—સ્વતઃ પરાજિત થાય?
શિદ મે'નત કરવી પડે, શિતળ જળથી ખસ જાય ? ૨૧
વિર અનુકુળ વખત વિના, નહિં ચાલે નિર્ધાર;
લાગે લાકડિ ભાંગવી, દાવે સોગઠિ માર. ૨૨
જંગલિમાં ખરૂં બોલવું, કામ કઠણ દુઃખરૂપ;
કરશનદાસ ખરૂં વદયો, ખિજ્યા વૈષ્ણવો ખૂબ. ૨૩
પગ ભાંગલને પાડવ્યે, કામ ન સારૂં થાય;
લાવે ખબર મુઆતણી, જે જન રોતો જાય. ૨૪
નિર્દયની નિંદા લખ્યે, નિર્દય સદય ન થાય;
પથ્થરને બચકું ભર્યે, દાંતજ ભાગી જાય. ૨૫
અભણ અજડ જન સમુહને, શું કરવી જઈ વાત?
પથ્થર સાથે રતનને,—પછાડતાં શું લાભ ? ૨૬
લાગ જોઈ કામજ કરો, લાગ વિના નહિં તાગ;
લાગે ભાંગે લાકડાં, નિકર કાગનો વાઘ. ૨૭
ખોટે કામે ખંત જો, રાખે થાય ખુવાર;
જેમ ખાઈ ઉલ્લંઘતાં, પગ ભાગ્યો તેવાર. ૨૮
ફુટલ કાળજ્યાવાનને, શું ઉપદેશ અપાય?
ચાળણિમાં નિર નાખતાં,—વેત નિચે વહિ જાય. ૨૯
મૂર્ખ સાથ માથું કુટયે, કેમ સરે ઉદ્દેશ ?
ડાબે કાને નીસરે, જમણે કરી પ્રવેશ. ૩૦
ખુબ વખાણતાં મૂર્ખને, કામ કાઢિ લેવાય;
ધરતાં માખણ લાડવો, ભેંશ પ્રાહવી જાય. ૩૧
મૂઢ મતી સમજે નહીં, જુએ ન અર્થ અનર્થ;

---

સ્વતઃપરાજિત—પોતાની મેળે હારે. સદય—દયાળુ.
સમુહ—જથ્થો, મંડળ. વેત—તરેત.
૨૮. સાતમી ચોપડીમાં વાત છે.

ભેંશનિ આગળ ભાગવત,—વાંચ્યે એ'નત વ્યર્થ. ૩૨
કાયરને વિર કાવ્ય રસ, કેમ ચડાવે શૂર?
વ્યંડળ પાસે વીનતા, ઝાંખી પડે જરૂર. ૩૩
બ્રહ્મા સમ સો ગુરૂ મળે, મૂર્ખ ન ચેતે ચિત્ત;
વરસે અમૃત નભથિ પણ, પથર ન થાય ફલીત. ૩૪
વિનવિ વિનવિને થાકિએ, પણ નહિં માને નીચ;
કાળ મીંઢ પિગળે નહીં, પાણિ ભલે તું સીંચ. ૩૫
લાયકિ વણ ઝડફી લિધું, તે નહિં થાય સહાય;
વૃદ્ધ જુવંતીને વરે, પાણિ ઢિપું નહિ પાય. ૩૬
આળસુ ને આળસુ ચિંધે, કામ થાય નહિ તેહ;
"માર કુતેકુ લકડિ જા", પણ કયમ મારે એહ? ૩૭
ક્રોધીને મીઠાં કથન, કહિને શાંત કરાય;
પાણિ રેડતાં પાવકે, બળતું તરત બુઝાય. ૩૮
કડવાંથી મીઠાં વચન, કરે વધૂ વકિલાત;
હસે એનું મનમાં વસે, ભસ્યે ઠસે નહિ ભાત. ૩૯
કશું ન વળે કડવું કચ્યે, થાય હોય જો તાપ;
ઘર ન બળે ઉબ્રણાદકે, થાય અગ્નિએ સાફ. ૪૦
વાણિ કઠોરથી મનુષમાં, કદિ ન મળે સન્માન;
મારી કાઢિ ધુવડને, ગણિ અપશુકન નિશાન. ૪૧
મીઠી વાણી પર બધા, ફિદા ફિદા થઈ જાય;
પોપટને પાળે પ્રિતે, મધુર વચન મહિમાય. ૪૨
સમજાવ્યો સમજે ન શઠ, થાય મૂર્ખ મગરૂર;
વ્યર્થ થયા વક્તા કુશળ, વિભિષણ કૃષ્ણ વિદૂર. ૪૩
કેવળ દુષ્ટ ન સુધરશે, પંડિત પણ પસ્તાય;

---

૩૪. फूलै फलै नवेत, यदपि सुधा बरसांहि जलद; ।
मूर्ख हृदय नहिं चेत, जो गुरु मिलै विरंचिशत. ।
૪૩. વિભિષણ રાવણ પાસે અને કૃષ્ણ વિદુર દૂર્યોધન પાસે.

કાળા મટે ન કોયલા, કરતાં કોટિ ઉપાય. ૪૪
અન અધિકારી અંતરે, અધિક અસર નહિ થાય;
ખારિ જમિનમાં નહિ ઉગે, ઉગ્યું તેય સુકાય. ૪૫
સારો અવસર આવતાં, મરે દુશ્મનો મસ્ત;
થતાં ઉદય આદીત્યનો, ઉડગણ પામે અસ્ત. ૪૬
બળે કામ નહિં નીપજે, કળે કામ તે થાય;
લાડૂની લાલચ દઈ, શિશુને દવા પવાય. ૪૭
પાત્ર વિના પંડીત પણ, શિખવી શકે નહિ પાઠ;
સારિ શિલા જો હોય તો, ઘડે સુમૂર્ત્તિ સલાટ. ૪૮
બહુ નિંદાથી નીચને, પંડિત પણ પીડાય;
નરકે પથરો નાખતાં, જેમ અંગ ખરડાય. ૪૯
કામ યુક્તિવાળાં ઘણાં. વૃદ્ધ વિના નહિ થાય:
જેમ છોકરાંથી કદી, નહીં છાશ પીવાય. ૫૦
ઝટપટ જે કરવું ગમે, થાશે ત્યાંજ અમૂર;
સાતવાર ઉતાવળો, પાછો ફરે જરૂર. ૫૧
કળથી થાય તેવું કદી, બળથી કામ ન થાય;
આગગાડિયો આગળે, બળદ બળદ ન ગણાય. ૫૨
ફાવે નહિ સાધન વિના, મર હેતૂ શુભ હોય;
દેશહિતેચ્છુ અરાબિઅએ, હાર ખાધિ જગ જોય. ૫૩
ખરૂં છતાં વદિએ નહીં, વચન વિવેક વિરૂદ્ધ;
માને બાપનિ વહુ કહ્યે, થશે જનેતા ક્રૂદ્ધ. ૫૪
કામ સરે ધીરજ વડે, હૃદય ન રાખ અધીર;
વૃક્ષ ફળે ન ઋતુ વિના, મર રેડો બહુ નીર. ૫૫
ધીરે ધીરે સુધરશે, ઝટ ન સુધારો થાય:
શિશુ મુખ આખો લાડવો, મેલો તો મરિ જાય. ૫૬

---

બળદ--બળ દેનાર. મસ્ત--જબરા. ક્રુદ્ધ--નાખુશ.

૫૩. અરાબી પાશા સ્વદેશ દાઝથી લડ્યો એમ ઇજીપ્તના યુદ્ધકાળે કેટલીક બાજુથી બોલાયું છે.

નહિ નિપજે નર એકથી, મ્હાભારત જે કામ;
કરશનદાશ જીતત નહીં, મિત્ર વિના ધરિ હામ. ૫૭
ચાલે ત્યાં ચલવે બધા, ચૂપ જ્યાં ન ચલાવાય;
ગરિબ બકરિ ધ્દ થાય પણ, વાઘ ધ્દ નહિં થાય. ૫૮
ફકિર ફિરસ્તા બોધવે, કરવે મનુષ બધાય;
આપ લે તણાં કાટલાં, જૂદાં જેમ જણાય. ૫૯
લેખક માત્ર લખ્યા કરે, ક્યાંથિ સુધારો થાય?
દવ ઓલાય ન કાગળે, ગણતરિમાં ન ગણાય. ૬૦
વચન પ્રમાણે વરતવું, નહિ ફરવું ન કદાય;
ચાબ્યા પાનજ જે મુખે, આવળ ત્યાં ન ચવાય. ૬૧
કહ્યા પ્રમાણે નવ કરે, શિખ્ય દવે સૌ શાંત;
ચાબ્યા દેખાડ્યા તણા, જુદા હાથિને દાંત. ૬૨
જે નર બહુ બકબક કરે, તેથી કામ ન થાય;
કરડે નહિ તે કુતરો, જે ભશિ ભશિને ધાય. ૬૩
કહ્યા કરે પણ નવ કરે, સુધારકો ધરિ બીક;
ડાહિ ન સાંઢે સાસરૂં, દે ચેલીને શીખ.* ૬૪
માંડ માંડ કે'વું બન્યું, તો કહે કરો તમેજ;
કોટે વળગિ મશીદ ન્યમ, નિમાજ પઢતાં ગ્હેજ. ૬૫
બને તોજ કંઈ બોલવું, એ જૂઠો અવરોધ;
ભણવું ભણાય બધુંજ તો, વાહ વાહ ઠિક શોધ! ૬૬
ફિકર નહીં ન બનેજ તો, પણ બોલવું સદાય;
બોલ્યા વણ કદિ કોઇના, બોર નહીં વેચાય. ૬૭
ન બને તોય બનાવવું. હલટિ ઠેકડી થાય;
મરિ લેવાય ન માળવો, વ્યર્થ જીવ વહિ જાય. ૬૮
કહેનારા તો કહિ છૂટે, વધૂ કરે શું વાર?

---

૫૯ લોકો બોલવે દેવ જેવાં પણ કરવે મનુષ્ય જેવાં. રાસેલાસ.

* ૨૭ થી ૬૪ સુધીમાં કેટલાક પુર્વ પક્ષના દોહા છે તેના જવાબ અહીંથી શરૂ થાયછે. અવરોધ-અટકાવ.

પરણાવી દે ગોર પણ, દે ન અલવિ સંસાર.　　૬૯
કાંઈ નથી કહેનારને, તે ત્રણથી છુટિ જાય;
વિભિષણ કૃષ્ણ વિદૂર સૌ, વષ્ટિ થકી વખણાય.　૭૦
કહેનારા તો કહિ છુટે, નહિ મનાય ત્યાં હાણ;
શુ મેલો કથનારને ! કામ ત્યાંજ મ્હોકાણ.　　૭૧
લાગ માગ જોવાય નહિ, ધર્મતણી શી ઢીલ ?
લાગે તો તિર નિકર, તે—ટપ્પો વળતિ અપીલ.　૭૨
થોડું થોડું બધા કરે, તોય ઘણું થઈ જાય;
પંચનિ લાકડિ એકની,—બોજ બન્યો કહેવાય.　૭૩
વાટ જોઈ બેસાય નહિં, કાળ કરે નહિં કાંય;
ક્યાંથિ ભક્ષ આવી પડે ! સુતા સીંહ મુખમાંય.　૭૪
કર તુંથી જે નીપજે, વદ જેટલું વદાય;
ચાલ્યા તેટલું ચાલવું, ઓછું થયું ગણાય.　　૭૫
કંઈ ન નીપજે શ્રમવિના, પ્રભૂ નિયમ પ્રખ્યાત;
મોમાં જાય ન કોળિયો, વિના હલાવ્યે હાથ.　　૭૬
થોડામાંથી ઘણું થશે, હારિ તજો નહિં શ્રમ;
વળગે રજ તો ગજ વધે—ગરમ્મ પ્રભૂ નિયમ.　　૭૭
જો જાત્રા કરવા મથે, દૂર કુધારો થાય;
એકનું ઓસડ બે જણા, કહેવતમાં કહેવાય.　　૭૮
અકર્તવ્યમાં સર્વને, રે'વું ઘટે સમાન;
રંક અને રાએ કદી, ચોરિ જારિ કરવાં ન.
સૌ સરખા કર્તવ્યમાં, રહી શકે ન નિશંક;
દાન ક્યાંથિ આપી શકે ! રાય પ્રમાણે રંક !　　૭૯
બાળકના બકવા તણી, બીક ન રાએ શૂર;

૭૩. કાળ સ્વતઃનથી ફરતો, લોકો ફેરવે છે.
અકર્તવ્ય—નહીં કરવા લાયક કામો. કુકર્મો.

૭૩. **उद्यमेनहि सिध्यंति। कार्माणिन मनोरथैः। हितो-
नाहि सुप्तस्य सिंहस्य। प्रविशंति मुखे मृगा॥ पद्देश.**

ફાળ મરઘ સામી ભરે, દધી ડરે શું ઊર ? ૮૦
વિદ્વાને વદવું ખરૂં, ભલે ભુંડા દે આપ;
દુધમાં વિષ પડતાં દિઠું—પિતાં ન વારે પાપ. ૮૧
સત ન વદે વિદ્વાન તો, જન સમૂહ દુઃખિ થાય;
દોરે નહિં જો દેખતો, અંધ અધીક રિબાય. ૮૨
પ્રભુ બક્ષિસનો ચોર છે, જે ન મળે કથ્યું જ્ઞાન.
જેમ તવંગર પાપિ જો, દે ન દીનને દાન. ૮૩
બુધ નિજ કર્ત્તવ્યો કરે, તજવિ પડે મર * મોજ;
કરસનદાસ દુખિ થયો, પણ પાછો ન હઠ્યોજ. ૮૪
પાત્રા પાત્ર જુએ નહીં, પંડિત કરી પ્રસાદ;
સારિ નઠારી જમિનમાં, જાય વરસિ વરસાદ. ૮૫
સત્ય વદે નહિં સાક્ષરો, એજ અનિષ્ટ નિશાન;
ડરિ રૂઢિથી અહિં મૌન બુધ, હિંદ તેથિ હેરાન. ૮૬
રાજી સર્વ રહે નહીં, ખરેખરી શુણ વાત;
રાજિ રાખતાં ધોબિએ, ખર ખોયો ભલિભાત. ૮૭
દુનિઆની એ રીત છે, જશ અપજશ કેલાય;
ગામ મુખે ગરણું અરે, બાંધ્યું નવ બંધાય, ૮૮
સાચો મત પકડ્યા પછી, ડરી ન ખાવો ખોળ;
જેના વેલે બેશિએ, ગાવાં તેનાં ધોળ. ૮૯
કામ મુક્યું જાહેર તો, સ્તુતિ નિંદા જંજાળ;
કોઈ ઊંડો છિછરો કહે, કુવો ગામ વચાળ. ૯૦
કડવું હિતકર કોક કે' ઘણાં મિઠું વદનાર;
સાકર ખાનારા ઘણાં, કોક ઝેર ખાનાર. ૯૧
કોણ બિજા કડવું કહી, દે શિખ હેતુ શિવાય!

---

* તજી શકાય એટલી. બુધ—પંડિત. પ્રસાદ—મહેરબાની.
સાક્ષરો—વિદ્વાનો. મૌન—મુંગા. અનિષ્ટ—ભુંડું.
૮૬. નિશાળની ચાલતી ચોપડીનું દૃષ્ટાંત. ૮૮. આ દૃષ્ટાંતની
રૂઢ ઉત્પ્રેક્ષા ખુશામત, પણ મેં સારામાં યોજી છે.

કડવું ઓષધ બાળને, કોણ માતવણ પાય? ૯૨
જંગલિની નિંદા તણો, ભય રાખિશમાં ભ્રાત;
બાળ રિસાયે કે રૂવે, પણ ઓષધ દે માત. ૯૩
લોભ રાખમાં કીર્તિનો, કરવું હોય કર્તવ્ય;
લોટ ફાકતી વખતમાં, નહિં ભસવું ભવિતવ્ય.† ૯૪
હાનિ લાભ નિંદા સ્તુતી, સમજુ ગણી ક્ષણીક;
પાળે નિજ કર્તવ્યને, તજી જગતની બીક.‡
પાર્માર્થિક ઇચ્છા વડે, કરો સુધારા કાજ;
નિકર હાલ એમાં નથી, કાંઈ લાભ કે લાજ.*
ભુંડા મર ભુંડો કહે, પાળ ફિકર તજિ ફર્જ;
ક્ષણિક જિવનની ગર્જ નહિ, ધર્મ પ્રભુની ગર્જ.
કરવું પડે પાનાં પડ્યે, પથ્થર રતન મિલંન;
ખરને કદિ કહેવો પડે-કાકો કરી નમંન. ૯૫
પાછળથી પંડીતને, સૌ નમશે તજિ ગર્વ;
જેમ હોંશથી હાલમાં, શિળી કઢાવે સર્વ. ૯૬
આરંભે સૌની કરે, નિંદા નિત્ય નાદાન;
સ્વામિ પંથિ સાધુ પ્રથમ, ખુબ ખમ્યા અપમાન. ૯૭
પ્રથમ ખિજે પણ સૌ પછી, ધિરજ દેખિ દે માગ;
સહજાનંદિ ઉપર હવે, નથી કલંકિત ડાઘ. ૯૮
પંડિતની શિખ નહિ શુણે, તે પાછળ પસ્તાય;
દશ મુખને દુર્યોધને, વેઠ્યાં દુઃખ નિકાય.* ૯૯
જંગલિમાં સુધરેલનો-વાસ યુક્તિથી સ્હેજ;

---

ખાલી જગો મૂકી અંક નથી કર્યા તેવા દોહરા દ્રષ્ટાંતિક નથી પણ પુરવણીના જાણી વગર અંકે દાખલ કર્યા છે.

† બનવાનું. ‡ આગરૂ. * ઘણાં.

*स्वामित्वा जिवितं चित्तं छाया लक्ष्मीश्च यौवनम् ।
चंचलानि षडेतानि ज्ञात्वा धर्म परो भवेत् ॥

જીભ બાળવીને રહે, બત્રિશ દાંત વિષેજ.* ૧૦૦
બાળે ભૂલ ભલા જનો, તરત તજે તકરાર;
વિમળ કાચના ડાઘને, વહી જતા શી વાર! ૧૦૧
મહાજનો મોડું થતાં, તરત તજે તકરાર;
આમળનો અફસોસ નહિ, જાગ્યા ત્યાંથિ સવાર. ૧૦૨
જ્યાં જાઝા જંગલી વસે, ત્યાં પંડિતનું ન માન;
સુધારકો આ હિંદમાં, હાલ જેમ હેરાન. ૧૦૩
મત જૂના કવિના જુઓ, દિસે સુધારે મગ્ન;
ઘણિ વાર્તાનો નિકળે, સાર સ્વયંવર લગ્ન.† ૧૦૪
સત્યવાદિ સંસારમાં, ભલા ગુણી ન ગણાય;
દુર્ગુણની નિંદા કર્યે, ખળ મંડળી ખિજાય. ૧૦૫
ભોળાં જન નવું ભાળતાં, ભાગે ભડકિ અચીત!
બાળ ક્ષુધાવાતાં પ્રથમ, શિળી કાઢતાં નિત્ય. ૧૦૬
સારૂં કરતાં મૂર્ખજન, ઉલટું ગણે અશૂભ;
દેતાં ડાંભ દરદ ઉપર, હણે લાત હય ખૂબ. ૧૦૭
ઉતર દઇશ ન દુષ્ટને, જ્યાં ન વિવેક જરાય;
શ્વાનનિ સામો જે ભસે, તે પણ શ્વાન ગણાય. ૧૦૮
દૂર્બળ દેશ દિને દિને, પછી જાગ્યે શ્રમ ફોક;
બીબિ થશે ઘર જોગ ત્યાં, મિયાં ઘોરને જોગ. ૧૦૯
દ્રવ્ય વધે જો દેશમાં, લાભ બધાને હોય;
હોજો મૂજ પડોશિને, જો કદિ મારે ન્હોય. ૧૧૦
દુષ્ટ રૂઠી નિંદે નહીં, ભલા ન કડવા થાય;
એ'તા ન ભણાવે અને, ત્યમ મારે ન કદાય. ૧૧૧

---

* કહ્યા પ્રમાણે કરવું વ્યર્થ શું લવવુ? કાળ કાળનું કામ કરશે, મોઢું જ બોલવું વગેરે પૂર્વ પક્ષ સામા જવાબો ૯૯ સુધીના દોહરામાં આપ્યાછે, તેમાંની ઉત્પ્રેક્ષા કે દૃષ્ટાંત નવાં નથી પણ જે લોકો સામા થાયછે તેમાંજ વપરાતાં લખ્યાં છે.

† શામળભટની ઘણી વાર્તામાં નાયક નાયકા ઇચ્છાવર લગ્નજ વર્ણ્યાંછે. હય-ઘોડો.

સૂધરેલ કુધરેલમાં, ગાડરિયોજ પ્રવાહ;
સૌ લખવા બેઠા અને, સૌને નોકરિ ચાહ. ૧૧૨
રૂઢી અંધ પરંપરા, રાખિ મૂર્ખ દુખિ થાય;
ટોળું બધું ગાડરતણું, કુપમાં પડે કદાચ. ૧૧૩
વગર વિચાર્યું અનુસરે, જુઓ મૂર્ખ મતિમંદ;
પાત્ર દાટ્યું સન્યાસિએ, અનુસરેલ જનવૃંદ. ૧૧૪
મધ્ય વિચાર વિવાદવણ, અંગીકારે અન્ન;
બાળલગ્ન બંધી થતાં, વ્યર્થ ન વિધવા લગ્ન. ૧૧૫
અણસમજૂ સમજ્યા વિના, સાંભળી મૂકે દોટ;

---

* (આગલા પૃષ્ટની ટીકાનું અનુસંધાન)—ધીમે ધીમે કરવું, કાળને સોંપવું, મીઠું બોલવું વગેરે પૂર્વ પક્ષ કેવળ અસત્ય નથી: એ સિદ્ધાંત અને એનાં દૃષ્ટાંતો કોઈવાર સત્ય હોય છે, તેથી સમાજમાં એ કથની વ્યર્થ નથી. પણ હાલ એનો ખોટો ઉપયોગ થાયછે. પાપ ન કરવા બોધી પોતે કરે ત્યાં પોથીનાં રીંગણાંનું દૃષ્ટાંત યોગ્ય, પણ પુણ્ય કરવાનું બોધી પોતે અશક્તિ કે નાહિંમતથી ન કરે ત્યાં પારકાં છોકરાંને જતી કરવાનું દૃષ્ટાંત યોગ્ય નથી. તે તરફ એ ઉત્પ્રેક્ષા જુલમ છે.

૧૧૪ વૃંદ-ટોળું. ૧૧૫ બાળલગ્નના બોધકો બાળલગ્ન ન થાય તો વિધવા વિવાહ ન કરવા પડે એવો ફાયદો બતાવે છે ત્યારે વિધવા લગ્નના મતવાદી પણ એ સ્થળે હા પાડે છે, એટલે વિવાદનો મુદ્દો બાળલગ્ન નિષેધ હોયછે તેમાં વિધવા વિવાહ નિષેધ પેટા વિવાદ હોયછે. એ પેટા વિવાદ વખતે સહજ કારણથી સૌ હા પાડી દેછે. પણ વિધવા લગ્ન મતવાદીના વિચાર પ્રમાણે એ હા પાડવી અસત્ય છે. કેમકે વિલાયતમાં બાળલગ્ન નથી તોય વિધવા વિવાહ થાયછે. નાના વધારે મરે એ ખરૂં પણ જુવાન ન મરે એમ નિયમ નથી. માટે બાળલગ્ન બંધ થાય તોય વિધવા લગ્નની જરૂર છે. જેઓ વિધવા વિવાહોત્તેજક હોય તેમના મતે.

ધાપે જઈ આપ્યો હિરો, અરિ સમજણની ખોટ. ૧૧૬
હઠિલા હઠ મૂકે નહીં, હાર્યે ભ્રમણા થાય;
બંધુ પુત્ર મરતાં નહીં-સમજ્યો રાવણરાય. ૧૧૭
હાર્યે હૈડું હા ભણે, પણ નાં પાડે હોઠ;
મિયાં પડ્યા "પણ ટંગડી-ઉંચી રહી" કહે ઠોઠ. ૧૧૮
બળહિણથી બહુ નહિ બને, ગજા પ્રમાણે થાય;
નખ લેવાય નરેણિએ, વૃક્ષ કદી ન કપાય. ૧૧૯
નહિ માન્યાથિ હિતસિનું, નક્કિ થાય નુકસાન;
માખીને બચ્ચે તજી-મા શિખ ખોયાં પ્રાણ. ૧૨૦
દેતાં બોધ અબૂજને, ચડે -હૃદયમાં રીશ;
સાપ વિષે પય પાનથી, ઉલટું વાધે વીષ. ૧૨૧
ચાલ સદા જે ચાલિયો, હઠ તે ઉપર હોય;
દુખ દેખે શિશુ લગનથી, તે રિત રાખે તોય. ૧૨૨
જન સમજું કદિ સમજશે, અણસમજું સમજેન:
દેખે સઘળું દેખતો, અંધ કશું દેખેન. ૧૨૩
વૃદ્ધ ન સ્હેજે સમજશે, થાય બાળને બોધ;
રંગ ચડે પટ શ્વેતને, શ્યામ પટે અનુરોધ. ૧૨૪

---

૧૧૭ હઠિલા હઠ ન મૂકે એ વ્યષ્ટિમાં સત્ય પણ તેથી ઉપદેશ કરવા આળસતો નથી. સમષ્ટિમાં બધા હઠિલા ન હોય તેથી ઉપદેશ કર્યા રહેછે ને સમાજમાં લાભ કરેછે.

૧૨૧—उपदेशोहि मूर्खाणां प्रकोपायन शांतये ।
पयः पानं भूजंगानाम् केवलं विष वर्द्धनम् ॥

૧૨૪-શ્વેતપટ-ધોળું વસ્ત્ર. અનુરોધ-અટકાવ.

૧૨૫-જેમ મોટા કહે તેમ કરવું. કરે તે ઉપર ન જોવું (જોકે લોકો તો મોટાનું જોઈજ કરેછે માટે મોટાએ તો શુદ્ધ ચરીત્રજ રાખવું તથાપિ) એ બોધ ઉત્તમ છે. વિદ્વાન પાપી થાય તો તેના પાપચારણને શીદ અનુસરવું? આ રૂઢ કહેવત સામે બોલાય છે તે કાળ પ્રમાણે ઠીક છે તથાપિ એ સીદ્ધાંત અસત્ય નથીજ.

કરવું ન જ્યમ મોટા કરે, કહે તે કરવું તેમ;
નર્ક જશે નિંદા કર્યે, નરસિંહ નાગર જેમ. ૧૨૫
સૈને કરતાં દેખિયે, મોટા કરતા જેમ;
નરસિંહના નિંદા પદો, ગાયે સૌકો કેમ ? ૧૨૬
સાચું બોલતાં કોઇને, રૂચે નહીં લગાર;
સાચા બોલો મારિયો, માએ એમ વદાય. ૧૨૭
વૃષ્ટિ સુધારાથી સદા, પાક સુધારો થાય;
તેમ સુધારો વરસિને, દશા સુધારી જાય. ૧૨૮

# પ્રકરણ ૨ જું.

## સ્ત્રી તથા સંસાર.

### દોહરા.

### સ્ત્રી પ્રશંસા.

નારિ જગતનું નાક છે, દયિતા દેવિ સ્વરૂપ;
પતિ પ્હેલાં બોલાય છે, લક્ષ્મી સિતા અનૂપ. ૧

---

૧૨૬—યદ્યદા ચરતિ શ્રેષ્ટ સ્તત્ત દેવે તરોજનઃ।
સયત્પ્રમાણં કુરુ્તે લોકસ્તદનુ વર્ત્તતે ॥
શ્રીમદ્ ભગવદ્ ગીતા.

૧૨૭—સાચું બોલિએ તે સાધુ પુરૂષોને રૂચે પણ એવા મહાત્માઓ વિરલ, અને સામાન્ય લોકો તો બીજેજ, તેથી આ કહેવત ચાલી હશે, પણ વિદ્વાનોનો તો એજ નિર્ણય કે ગમે કે ન ગમે પણ સત્યજ વદવું. બને તો.

૧૨૮ વૃષ્ટિ સુધારા-વરસાદની સારી ધાર.

૧-સીતારામ, લક્ષ્મિનારાયણ.

સ્નેહ સહનતા શરમનુ-ધામ જુવતિ મેં જોઈ;
બળિ મરતી સતિ પતિ પુંઠે, સતો થયો નથિ કોઈ. ૨
જે મંદીર મહા સતી, ત્યાં નહિં દુઃખનું નામ;
સતિ સાવિત્રીથી થયાં, સુખિયાં સગાં તમામ. ૩
વહુ પણ વંશ દિપાવશે, પુરિ જો હોય પ્રવીણ;
અસગરિએ આબાદ કર્યું, હતું સાસરૂં વિતહીણ. ૪
ધન જોબન અધિકાર સૌ, વનિતા સુખવણ વ્યર્થ;
જેમ લવણ વણ જમણ નહિ-દેવે સ્વાર્થ સમર્થ. ૫
સુખદા પ્રમદા વણ સદા, ઘર ઉજડ દુખ રાન;
જેમ પ્રવીણ પ્રધાન વણ, રાજ્ય હોય હેરાન. ૬
નહિં સંસાર નભી શકે, સુંદરિ સુખદ સિવાય;
જેમ સુજ્ઞ સુકાનિવણ, નૌકા પાર ન જાય. ૭
સ્પર્ષ રૂપ રસ ગંધને, શબ્દાદિક અટ ભોગ;
સ્પર્ષ સુખ સૌથી અધિક, જ્યાં જુવતીનો જોગ.
પે'રવું ઓઢવું ખાવું પિવું, એક બાજુએ સૂખ;
બિજિ બાજૂ સુખ સુંદરી, બેમાં બીજું પ્રમૂખ.
સારૂં શરિર સારી પ્રજા, તેથિ વધનું સુખ ધન;
સૌથિ અધિક સુખ સુંદરી, જો રૂપ શિલ સંપન્ન.
ધન સુખથી સ્ત્રી સુખ અધિકં, નર સૌ ગણે નિશંક;

---

૨-બળી મરવું એ અદ્ભૂત ભયંકર કર્મછે. પ્રેમની એ પરિસીમા છે. જોર જુલમથી બળે તો તેમાં સહનતા અને શરમના ગુણો પરીસીમા કરેછે. માટે સ્ત્રીમાં પ્રેમ, સહનતા અને લજ્યા એ ત્રિપુટી સદ્ગુણોની આશ્ચર્ય ઉપજાવે એવીછે.

૩-સાવિત્રીની કથા મહાભારતમાં છે.

૪-અસગરી બેગમનું આખ્યાન કન્યા દર્પણમાં છે.

દયિતા-સ્ત્રી. લવણ-મીઠું.

* મનુષ્યોમાં સ્ત્રી સુખ લલુતા વિશેષ જણાયછે. જ્ઞાની સાધુ કે ત્યાગીઓ થોડાજ હોયછે પણ સામાન્યતઃ

ધને રંક તે રંક નહિ, સ્ત્રિએ રંક તે રંક+
કદિ ધન આશા પુરિ પડે, થાય રંકના રાય;
સ્ત્રિએ રંક તે કોઈ દિન સ્ત્રિએ શ્રિમંત ન થાય.
ધન સુખ તો વય સર્વમાં, ઉપજાવે આનંદ.
પણ બહુધા સ્ત્રી સુખ તણો, વય સાથે સંબંધ;
ઉત્તમ સતિ પતિ સેવશે, અંધ વૃદ્ધ ગુણ હીણ;
રાવણથી રાજી રહી, મંદોદરી પ્રવીણ. ૮
હોય ગમે તેવો પિયૂ, તદપિ સતી શિલવાન;
જુઓ સુકન્યાને ગમ્યો, પતી અંધ અજુવાન. ૯
પતીવૃતા પતિ ના તજે, રે' સંકટમાં સાથ;
વૈદેહી વનમાં ગઈ, સ્વામીની સંગાત. ૧૦
સુખે નભે સંસારજો, સ્ત્રી ઘરમાં સુધરેલ;
નૌકા સાગરે તરિ શકે, જો પ્રવીણ ટંડેલ. ૧૧
ઘર સૂનું ઘરૂણી વિના, સૂનાં ભોગ વિલાસ;
શોભે ન્યમ નદિ જળ વિના, ઉડગણ વણ આકાશ. ૧૨
સતી પતી મૃત્યુ શુણી, સહજ મરે દુખ સોત;
પામી મર્ણ મદાલસા, શુણિ ઋતુધ્વજનું મોત. ૧૩
સતી મરે જિભ કરડી જો-જોર જુલમની બીક;
નૃપ જયસિંહ* જોતો રહ્યો, બળી મૂર્ઈ રાણીક. ૧૪*

---

+ ધન બદલે સ્ત્રીનો ત્યાગ નહીં થાય પણ સ્ત્રી બદલ ધનનો ત્યાગ સંભવેછે.

૯. સુકન્યા અપરાધ કરી તે બદલ ચ્યવન રૂષીને પરણી પરંતુ પરણ્યા પછી અભાવ નથી દર્શાવ્યો. શ્રીમદ્ભાગવત ૪૮-૭. નૌકા—વહાણ. વૈદેહી-સીતા.

૧૨—नगृहं गृह मित्याहु र्गृहिणी गृह मुच्यते ।
गृहंच गृहिणी हीन मरण्य सद्रशं विदुः॥

દુખ સોત—દુખ સાથે. *સિદ્ધરાજ.

*એ વાતનો મેળ નથી, મરવું કઠણ છે અને સ્નાનાદિથી

સહન કરી ન શકે સતી, પતી અશુભ અપમાન;
નિરખી નિંદા નાથની, મૂઈ ગૌરિ ‡ ગુણવાન. ૧૭
વનિતા વિરહ ખમાય ના, ધિરજ તજી દે ધીર;
હા! સીતે સીતે! કહી, રોવા શ્રી રઘુવીર. ૧૮
અંધ રોગિ ધન હિન પતી, સતિ ન કરે અપમાન;
કુમતિ કોઢને કાપિને, કોણ સુવે સમશાન? ૧૯
મળે સ્ત્રિને જ્યાં માન ત્યાં, ચડતિ થાય મનુ ગાય;
યુરોપિયનમાં સ્ત્રી સુખી, તેથી ચડતિ સદાય. ૨૦
અબળા પણ ઉચકી શકે, મહાભારત જે કાજ;
સ્ત્રી વિધવા વિક્ટોરિઆ, રાજ્ય ચલાવે આજ. ૨૧

---

મન શાંત થયું હોય તો તેમ બને પણ નહીં. કૌશલ્યાં માટે શાસ્ત્રનાં રૂઢીએ નીંદીત મત નથી દીધો. અને રૂપ-સુંદરી માટે નંદશંકર જેવા કુલીન ગૃહસ્થે ઠપકો નથી લખ્યો. તેથી બે દોહરા અહીં લખી અંક પૂરા કર્યા છે.

"ન મરે જ્ઞાનવતાં સતી, પતિ મરતાં અકળાઈ;
કૌશલ્યા દશરથ મુએ—જિવિ અસતી ન ગણાઈ. ૧૫
સર્વ સતીથિ મરાય નહિ, મરવું કઠણ હરગીજ;
પતિવ્રતમાં પંકાયલી; રૂપસુંદરી ન મરીજ." ૧૬

‡ ઉમા.

૨૦—यत्र नार्य स्तु पूज्यंते रमंते तत्र देवताः।
यत्रै तास्तु न पूज्यंते सर्व्वा स्तत्राफलाःक्रियाः॥

मनुस्मृत्ति.

મનુતો સ્ત્રીઓના માન માટે એટલે સુધી કહેછે કે—

पितृ भिर्भ्रातृभिश्चैताः पति भिर्देवरैस्तथा।
पूज्या भूषयित व्याश्च बहु कल्याणमीप्सुभिः॥

અર્થ—સુખ સંપત્તિ ઇછનારા બાપ, ભાઈ, પતી તથા દિયરે સ્ત્રીને સન્માન આપવું, ઉત્તમ વસ્ત્રાલંકારથી શણગારવી.

કુશળ કામિનીને પુછી, કરતાં શેની લાજ;
ધણી મુનિમ હુશિઆરને, કરે પુછીને કાજ. ૨૨
પ્રાણ તજે પત્ની મુએ, જેનો પ્રેમ પવીત્ર;
ત્રતુધ્વજ ઘેલો થઈ ગયો, શુણિ ચતુરાનું ચરિત્ર. ૨૩
એક પતિવ્રત પાળતાં, મળે રંકને રાજ;
એક પતિવ્રત પુણ્યથી, તપે યુરોપ્યન તાજ. ૨૪
એકજ પતિ વિધેય છે, શુદ્ધ લગ્ન સંસ્કારે;
એકજ પત્ની પરણતાં, સુખિ નાગર સંસાર. ૨૫
થતાં જુલમ નિર્બળ ઉપર, પડતિ દેશની થાય;
અહિં અબળા દુખિ તે થકી, હિંદ દશા દુખદાય. ૨૬
નિર્બળને સૌ પિડિ શકે, પણ પ્રભુ નિર્બળ શીર;
હિંદ ઉપર હરિ કોપિયા, નાર દુખે દિલગીર. ૨૭
ચડતિ પડતિ કારણ વિના, કાળચક્રથી ન્હોય;
કામિનિ દુખ કારણ થકી, હિંદ પરાધિન હોય. ૨૮
દુખ દેતાં દુખ ફળ મળે, દયા પાત્ર દયિતાજ;
માન્ય અમાન્ય કુભેદથી, ગયાં રજપુતી રાજ્ય. ૨૯

સ્ત્રી મોહ.

કામ*દહન કરવો કઠણ, થયા મુની મોહીત;

---

૨૯—शोचंति जाम यो यत्र विनश्य त्याशु तत्कुलम् ॥
जामयो यानि गेहानि शपंत्य प्रति पूजिताः॥
तानि कृत्याहता नीति विनश्यंति समंततः॥

मनुस्मृत्ति.

* લીલાવતી કાવ્યના વિવેચન વખતે વિજ્ઞાન વિલાસે આથી વિરૂદ્ધ મત આપ્યા હતા. કામ દહન કરીશકાય અ-ર્થાત્ કામજીત પુરૂષો થયાછે એમ પ્રતિપાદન કર્યું હતું. પરંતુ અહીં જે મત પ્રદર્શિત કર્યોછે તે જનસ્વભાવના સ્વભાવીક નિયમને અનુસરીને સ્ત્રી કે પુરૂષમાં કામ

કરી કુદૃષ્ટી પુત્રિ પર, બ્રહ્માએ અઘટીત. ૩૦
નારિ નયન શર લાગતાં, ભલા ભુલે તતએવ;
મોહિનિ રૂપ પ્રભુ પાછળે, દોડ્યા શ્રી મહાદેવ. ૩૧
તરૂણિ કટાક્ષ તિરો તણો, કોઈ ન જિરવે તાપ;
મછવામાંજ કુમારિ સહ, પરાશરે કિધ પાપ. ૩૨
મુનિ જપ તપ કરતા રહ્યા, નારી નિકટ તમામ;
વિશ્વામિત્રથિ થઈ સુતા, શકુંતલા રૂપ ધામ. ૩૩
તપશી પણ લપશી પડ્યા, સમિપ ગોરિ જ્યાં ગૈજ;
ઉર્વશિ અવલોકી ઉઠ્યો. પુરૂરવ તપ તજિ દૈજ. ૩૪

---

વૃત્તિ સ્વભાવીક છે અને તે રોકવા કોઈ સમર્થ નથી એમ સામાન્ય મત આપી શકાય. મુઠીભર મહાત્મા ઓ એમાં ફાવ્યા હોય તે કાંઈ પ્રમાણ નથી. એતો કુદરતી કાયદાના અપવાદ છે. આ સ્વભાવીક નિયમ ઓળખીનેજ આગળના રૂષીઓને ભ્રષ્ટ કરવા સ્ત્રીઓ મોકલવામાં આવતી હતી. અને એ પ્રયોગ ઘણા સારા તપસ્વિયો ઉપર પણ સફળ થયો હતો. આથી આગળના ડાહ્યા વિદ્વાનોએ લગ્ન સંસ્કાર ધર્મસંમત કહી એક સ્ત્રીમાં કામને રોકી રાખવા યોજના કરી તો તે સફળ થઈ. એક સ્ત્રીમાં કામ રોકી રાખવો તે પણ કેવળ કામજીત નથી તો પણ એથી સમાજને લાભછે. કામ ન જીતાય અને સ્ત્રીઓ મોહરૂપ છે એ નિર્ણય તો ખરોજ છે. સમાજ રૂઢીમાં પણ એવું બહુ ઓળખાયછે. માટે મારોજ મતછે એમ નહીં. તથાપિ એ કહેવતનો કે દૃષ્ટાંતનો ઉંધો ઉપયોગ ન થાય માટે ૪૦ તથા ખાલી જગોવાળા દોહરા વાંચી સાર ગૃહણ કરવો. તતએવ-તરતજ. ૩૩-વિશ્વામિત્રનો તપ છોડાવવા જે અપ્સરા આવી હતી (મેનકા) તેના અને એ રૂષીરાજથી શકુંતલા જન્મી હતી. ૩૫-વિશ્વ મોહિની નામે સુકન્યા નારદને જોઇતી હતી તેને વિષ્ણુ પરણી ગયા એટલે પોતાને ન મળી તેથી નારદે વિષ્ણુને શાપ આપ્યા હતો. રામાયણ.

પંડિત પણ મૂરખ બને, જો મહિલા પર મોહ;
ભુલિ નિજ હારદ નારદે, કર્યો વિષ્ણુનો દ્રોહ. ૩૫
મદન મહા બળવાન છે, જીત્યો નહિ જીતાય;+
ભૂલ્યા ભાળી ભીલડી, શંભૂ જોગી રાય. ૩૬
પુરૂષ પાસ એકાંતમાં, સુંદરિ રહે ન શુદ્ધ;
જેમ બિલાડી આગળે, પડયું રહે નહિ દૂધ. ૩૭
નારીને નર નિરખતાં, નિશ્ચે વિહ્વળ થાય;
જેમ અગ્નિ આગળ ધર્યું, ઘીજ ઓગળી જાય. ૩૮
સમરથનુંય ભુલાય નહિ, વ્યભિચારાદિ કુકર્મ;
ગુપ્ત રહ્યો નહિ ગ્રંથમાં, રૂષિ વ્યભિચાર અધર્મ. ૪૦
ઢંકાયો ન સમર્થનો, મહા દોષ જો એહ;
કોણ ગતી તો ગરિબની, કરે છિનાળું જેહ?
પરદારાપર પ્રેમથી, થાય દુર્દશા દુઃખ;
મુઆ પરસ્ત્રી મોહથી, કરણ* કિચક દશ મૂખ. ૪૧

## સ્ત્રી નિંદા.*

હોય પંડિતા પ્રેમદા, તોય ન પુરૂષ સમાન;
અજવાળી પણ રાત એ, દિવસ સમાન ન માન. ૪૨

---

+ માર તણો શો ભાર છે, જીતે જોગી જેન;
નિજ નારી નિરખી ન ચળ્યો, ગોપિચંદ રાજેન. ૩૭

* કરણઘેલો, માધવની સ્ત્રી રૂપસુંદરી હરણ નિમિત્તે મુઓ.

* સારી સ્ત્રીઓની સ્તુતી તથા નઠારી સ્ત્રીઓની નિંદા પરાપૂર્વથી થતી આવીછે. જથ્થામાં જેમ સારૂં તેમ નઠારૂં મનુષ્ય પણ હોય તેથી લખાણના એક દેશીનિયમમાં અતિશયોક્તિ અલંકારે એક સારે બધું સારૂં ને એક નઠારે બધું નઠારૂં લખાયેજ. સ્ત્રીઓની નિંદા સુધારાવાળાઓ અને તેમની સ્તુતી કુધારાવાળાઓ કદી ઘટાડી કે મટાડી શકવાના નથી. કોઈ કાળે સમુહમાં ઘણો ભાગ સારો કે નઠારો હોયછે. કાળની ઉપાધીથી ઘણો તે બધો સારો નઠારો કહેવાય.

ભામિનિનો ભરૂસો નહીં, અર્થ સતી શુભ નામ;
કૌલાદેવિ કરણ તજી, વસી અલાદિન ધામ. ૪૩
સુખ દુખ અનુભવ જાણશે, વેઢિ નહારી નાર;
તાંફાની અશ્વે ચડી, થાય ખરે અસ્વાર. ૪૪
નીચ નારિ વ્યભિચારિણી, હોય સજોડું તોય;
ગાય કરે ઓઅર ભલે-ખિલે નિરણ ખુબ હોય. ૪૫
મહા વેર વ્યભિચારનું, ભાતરથી ન ભુસાય;
જુઓ અરેબ્યન નાઇટસમાં ખૂન કેટલાં થાય? ૪૬
જુલમે રાખી નવ રહે, રહે આપથી નાર;
રાક્ષસની પેટી થકી-નિકળી કર્યો વ્યભિચાર. ૪૭
ખોટા ઘુંઘટ નારિનાં, શરમ ધરમ ન વિવેક;
પાઘ ઉપર રળિઆમણી, મહિં પોતાનું વશેક. ૪૮
ધુત્તા હોય સુલક્ષણા, વિવેકિ ને વાચાળ,
વાળે મોટો ઘુંઘટો, બહુધા નાર છિનાળ. ૪૯

---

૪૩–કરણઘેલાની સ્ત્રી કૌલાદેવીએ કેટલો વિલાપ કર્યો હતો? ગુજરાતી વાંચનાર એ વિલાપના લલિત છંદો કદી ભૂલ્યો હશે નહીં. તેજ અલાઉદ્દીન ખુનીને ત્યાં રહી તે માટે કરણને દાંત કચકચાવતો એ વાર્તામાં છેવટ આપણે વાંચીએ છીએ.

૪૩–ताडिताअपिदण्डेनशस्त्रैरपिविखंडिताः ।
नवशंयोषितोयान्तिनदानैर्नचसंस्तवैः ॥

૪૬–અરેબ્યન નાઇટસની કથા પ્રસીદ્ધ છે. તેમાંની એક સ્ત્રીએ પેટીમાં કેદ છતાં નીકળી પાપકર્મ કર્યું હતું. રાક્ષસે કેદ કરી હતી.

૪૯—છીનાળજ મોટો ઘુંઘટ તાણે એનો મેળ નથી. પણ ઘણું કરીને ગુન્હેગાર વધારે શેખી રાખે તેથી રૂઢીમાં એવું કહેવાય છે.

સ્નેહ સ્વભાવિક મા તણો, સ્ત્રીનો સ્વારથિ પ્યાર;
જુએ આવતો માત પણ, જુએ લાવતો નાર. ૫૦
વાંઢા રે'વું સારૂં છે, ભુંડી નારથી ભ્રાત;
હૈયું બાળ્યાથી અરે, સારા બાળ્યા હાથ. ૫૧
કામનિ કદિ સુધરે નહીં, કરતાં કૂટ અપાર;
સૉક્રેટિસ જેવા જુઓ, પંડિત પામ્યા હાર. ૫૨
આ હઠ સ્ત્રીને દુઃખ દિયે, હઠથી હાણ જરૂર;
સિતાં મોહિ મૃગ ચર્મ પર, થઈ પ્રીતમથી દૂર. ૫૫
પ્રેમ હઠે પતિ હિત વચન, સ્ત્રી ન શુણે તો દુઃખ;
પ્રેમ ઠેલિ વન ગઈ સિતા, હરણ થયું ગયું સુખ. ૫૬
પ્રમદા પ્રાચિન કાળમાં, ભણતી સાફ જણાય;*
પત્ર કૃષ્ણ પર કયમ લખે? રૂક્મિણિ ભણ્યા શિવાય. ૫૭
ભણતાં વંઠે ભામિની, વ્યર્થ મૂર્ખને વ્હેમ;
દ્રૌપદિ સાવીત્રી સિતા, ભણતાં વંઠિ ન કેમ? ૫૮

---

૫૨—ન સુધરે એ કેવળ સત્ય નથી. કેમકે યત્ન આગળ કાંઈ પણ અશક્ય નથી. તો પણ કોઈ કોઈ કેસમાં એવું બને ખરૂં અને તે ઉપરથી રૂઢીમાં એમ બોલાયછે. એથી વિરૂદ્ધઃ—ભૃત્યભામિની શિશુ થશે, જેવાં કરે તેવાંજ;
દિપમશ ભીંત બગાડશે, સુખ મંચ આંજ્યે આંખ. ૫૩
પંડિત પાછળ લાગિને, છિવટ પાડે પાર;
રોકિ પ્રેમદા પોપટે, બુદ્ધીથી બહુ વાર. ૫૪
ભૃત્ય—નોકરો. શુક બ્હોતેરીમાં પોપટે બુદ્ધિબળથી સ્ત્રી પ્રભાવતીને રોકી સુધારી.

* અહીંથી સ્ત્રીવિષે પરચુરણ દોહરાછે. નીંદા અહીં પુરીથઈ.

૫૭—पुराकल्पेतु नारीणां मौंज्ञी बंधन मिष्यते ।
अध्यापनंच वेदानां सावित्री गृहणं तथा ॥

૫૮. પુરાણ કાળ પછી પણ લીલાવતી, (ભાસ્કરાચાર્યની પુત્રી) સરસ્વતી (મંડનમિશ્રની સ્ત્રી) વગેરે પંડિતા થઈ ગઈછે.

આજ જેમ ન્હોતો અસલ, સ્ત્રિનો ઘુંઘટા ચાલ;
ભરી સભામાં દ્રુપદિએ, પૂછ્યા હતા સવાલ. ૫૯

જુવતિ જોર જોબન વધ્યે, પતિને મળે સપ્રેમ;
ચોમાસે ધસમસિ મળે, નદિ સાગરને જેમ. ૬૦

પ્રથમ પ્રશંસા પુરૂષની, વનિતા પછિ વખણાય;
લાડિ પાડિની નીવડ્યે, કીર્તિ અકીર્તિ કથાય. ૬૧

રામા રિસાય કે રૂવે, અહિં બીજો ન ઉપાય;
જેમ જગતમાં દુઃખિયો, અંધ દળે કે ગાય. ૬૨

કરતાં મોટિ કુમારિકા, રૂઢિએ દુઃખ અપાર;
ખાટિ છાશ ઢોળવિ પડે, ઊકરડા મોઝાર. ૬૩

નારી નરના નેહથી, ખીલે ખૂબ પ્રકાર;
વર વર્ષાથિ વનસ્પતી, જ્યમ લીલી કુંજાર. ૬૪

માન ધણીનું હોય તો, માનિનિ મોંઘી થાય;
ખીલાના આધારથી, કુદે ભેંસ ને ગાય. ૬૫

ભુંડી ભાસે ભારજ્યા, જો ન પતીનો પ્રેમ;
તરૂ શર્વરિ શોભે નહીં, પત્ર ચંદ્રવણ જેમ. ૬૬

નારી કદિ શોભે નહીં, નરના નેહ સિવાય;
સરિતા સલિલ વિના અરે, ભુંડી ભૂખ ભળાય. ૬૭

જ્યાં આપે ત્યાં જવું પડે, પુત્રીનો ન ઉપાય;
જેમ ગરિબડી ગાવડી, જ્યાં દોરે ત્યાં જાય. ૬૮

અનુસરતાં પતિ હુકમને, સ્હેજે પતિ વશ થાય;
જેમ શેઠ, સેવા વડે, ચાકરને બહુ ચ્હાય. ૬૯

માને નહિ પતિ હિત વચન, તે તરૂણી દુખિ થાય;
પિયર પરાણે ગઈ ઉમા, મૂઈ કમોતે ત્યાંય.* ૭૦

---

૬૨. અહીં એટલે હિંદમાં સ્ત્રીઓ નિરૂપાયછે. યુરોપ અમેરિકા વગેરેમાં તો દુખી સ્ત્રીઓ ઉપાય લઈશકે. +રાત્રી.

* તેજ પ્રમાણે આ પણ છેઃ—

બહુ રિસ હોય રૂપાળિમાં, મનુષ ન આપે માન;
ખાઈ પાણી નિર્મળું, કોઈ કરે નહિં પાન.　　　૭૨
સ્વરૂપ સાથ સદ્ગુણ તો, વ્હાલી થઈ વખણાય;
સોના સાથ સુગંધિ જ્યમ, મળતાં અવધી થાય.　　　૭૩
પ્રથમ ફરજ૦ પાળે વડિલ, રહે ભારેને બોજ;
જો બાબાજી બારમાં, વહુજી લાજમાં તોજ.　　　૭૪
કેળવણી વણ આર્ય સ્ત્રી, ભુંડી આજ ભળાય;
જેમ શ્વાન આ દેશના, સૌને ભસવા ધાય.　　　૭૫
દેશોન્નતિ ચિત ચ્હાય તો, સ્ત્રી કેળવણિ વધાર;
જમિન સુધાર્યે ઝાડને, ઊછરતાં શી વાર?　　　૭૬
નિચ કુળની શુભ કન્યકા, ગ્રહણ કરે ગુણવાન;
જેમ ઉકરડેથી જડ્યું, લઈ લે રત્ન સુજાણ.　　　૭૭
પ્રથમ રૂપ પ્રમદા તણું, પતીવ્રતા પણું ભ્રાત;
જેમ સુકંઠે કોકિલા, વિરૂપ છતાં વિખ્યાત.　　　૭૮
પ્રભુ પ્રમાણે પૂજવો, સ્ત્રિએ સ્વામિને નિત્ય;
જમ રાજાને પણ જિત્યા, સાવીત્રીએ ખચીત.　　　૭૯
પતી પાપ આજ્ઞા કરે, પાળવિ તે ન ઘટીત;
પતિ આજ્ઞાથી ખુન કરી, પામે એદ ખચીત.　　　૮૦
શબ્દે રાણિન, રાણિ પણ, રજપુતાણિ બોલાય;

---

પત્નીના પણ હિતવચન, પતિ ન સુણે તો પાપ;
નળ જુગાર રમિ દુખિ થયો, શુણ્યો ન જુવતિવિલાપ.૭૧
૭૫—વિલાયતના કુતરા પણ કેળવાએલા છે.
૭૭—अमेध्यादपिकांचनम् । स्त्रीरत्नंदुष्कुलादपि ॥
૭૮—कोकिलानां स्वरंरूपं स्त्रीणांरूपंपतिव्रताम् ॥
૭૯—नारायणात्परं कांतं ध्यायेच्चसततं सती ॥
૮૦—અંગ્રેજી કાયદો એવો છે કે ધણીની આજ્ઞાથી સ્ત્રી ખુન કરે તો પણ તે અપરાધી થાય.

નાગરાણી બંને રિતે, રાણિ જણાય વદાય.*
લાયક+ નાથ ન હોય તો, નીતી નોય લગાર;
કરે કજોડાં હિંદુઓ, ખૂબ વધ્યો વ્યભિચાર. ૮૧
પ્રથમ ગોરિનો ગુરૂ પિતા, દ્વિતિય ગુરૂ પતિ જાણ;
જેમ જગતમાં સર્વના, સદગુરૂ વિપ્ર સુજાણ. ૮૨
પતી પ્રમાણે પ્રેમદા, ધરે ગુણ વ્રત નેમ;
મીઠિ છતાં ખારી બને, નદિ દરિએ મળિ જેમ. ૮૩
કુલિન પતીને પામિ સ્ત્રી, નિચકુળની ઉંચ થાય;
જુઓ અક્ષમાળા વરી—વસીષ્ટને વંદાય. ૮૪

* રાણી છતાં રજપુતાણી શબ્દમાં 'તાણી' બોલાયછે પણ નાગર સ્ત્રીતો ઉભય રીતે રાણીછે. એકતો રાણી સમાન ઉંચ સ્થિતિ ભોગવે છે અને બીજું 'નાગરાણી' એટલે પોતાના જાતિ દર્શક શબ્દમાં પણ 'રાણી' પદ બોલાયછે.

+ આ મત વિરૂદ્ધ આ પ્રકરણના ૮-૯ દોહરા વાંચવા.

૮૨—पतिरेव गुरुः स्त्रीणां । वर्णानां ब्राह्मणो गुरुः ॥

૮૨—બ્રાહ્મણ જગત્‌ના ગુરૂછે એ કદી ખોટું પડવાનું નથી. વિદ્યા, તપ જ્ઞાન સદ્‌ગુણ વગેરે બ્રહ્મગુણો હરેક કોમમાં દરેક દેશમાં કેટલાક માણસોમાં હોય છે. અને તેવા વિદ્વાનોને દરેક પ્રજા ગુરૂ એટલે મોટા માનતી આવીજછે. જો ખરા બ્રાહ્મણ હોયતો ગુરૂતા પરાણે મનાવવી પડતી નથી. એની વિદ્યાજ એને ગુરૂતા અપાવેછે. હાલના અભણ વિપ્રો તે કાંઈ ખરા વિપ્રો નથી. તેની ગુરૂતામાં ગૌણતાછે તેથી વર્ણાનાં બ્રાહ્મણો ગુરૂ એ વાક્ય ખોટું પડતું નથી.

૮૩—याद्दग्गुणेन भर्त्रा स्त्री संयुजेत यथाविधि ।
ताद्दग्गुणासा भवति समुद्रेणेव निम्नगा ॥

૮૪—अक्षमालावसिष्टेन संयुक्ताऽधम योनिजा ॥

## વિધવા સ્ત્રી.

પાપ ગજબ વિધવા તણાં, ગજબ થશે ઉત્પાત;
સતિ પ્રુન પાપે દેશ આ, ગયો વિદેશી હાથ. ૮૫
મુંગાં અવાચક બાળને, ગળે છરી મૂકાય;
કસાઈ હાથે ગાડરાં, જેમ હલાલ કરાય. ૮૬
સત્તાધીશ બધે કરે, નબળા ઉપર જુલંમ;
રાંડી ફરિ પરણે નહીં, રાંડ્યો કરે લગંન. ૮૭
વિધવાં લગ્ન વિરૂદ્ધ નહિ, વદે દયાળુ સુજાણ;
જેમ આર્ય માંડે નહીં, ગાયનિ પિઠે પલાણ. ૮૮
ભુમિ ભારે હરિ અવતરે, સત્ય જણાય ન સાર;
વિધવા પાપથિ વિષ્ણુએ, અવતરિ કરી ન વાર. ૮૯
પાપ થાય ત્યાં મનુપની, મતિ મલીન થઈ જાય;
શિશુ હત્યાથી હિંદુઓ, થયા દયાહિણ હાય! ૯૦
વિપદ્ પડે વિધવા ઉપર, નહિ સરકારનિ હાક;
ગાડું જોઈ ભાગે ગુડા, નિકર ચડે નહિ થાક. ૯૧
સાબળ તજી સરકાર પણ, પિડે અબળને યાર;
બાળ હણાતાં રાંડિને-પિડે જવા દઈ જાર. ૯૨
સબળાની સરકાર છે, મથે ન નિર્બળ માટ;
વિધવા બાળ હણાય નહિ, ઘડે ન એવા ઘાટ. ૯૩
અણ સમજુથી સમજુને, દે ઠપકોજ હરેક;
રાંડિ દુખે સરકારનો, જનથી વાંક વિશેક. ૯૪
શ્રાવકને સરકાર બે, ઉલટી રાખે રીત;
પ્રીત વડા પર એકની, બિજાનિ લઘુપર પ્રીત.+
આર્ય નીતિને હાનિ કરિ, રોકી સતિ થતિ નાર;

---

૯૧—આ દોહરા સરકાર પ્રકરણમાં જાય એવાછે પણ વિધવાને લગતા હોવાથી આ સ્ત્રી પ્રકરણમાં મૂક્યાછે.
+ નાનાં ને નબળાં પ્રાણી ઉપર શ્રાવકોને અધિક દયાછે.

બકરિ કાઢતાં ઊંટને, પેસાડ્યું નિર્ધાર. ૯૫
વિધવા પર અધુરી દયા, રાખ્યું અધુરૂં કામ;
માથું જેમ પલાળિને, મુંડે નહીં હજામ. ૯૬
એક બદલ બે ત્રણ ખુનો, આજ કરાવે રાજ્ય;
પણ સમરથ સરકારનું, કોણ ઊંધું કહે કાજ ? *
સખત બની સરકાર તું, કર વિધવાનિ સહાય;
હોયજ આડે લાકડે, આડું વીંધ સદાય. ૯૭
વિધવા વિપદ હરે નહિ, હિંદુ દયાહિણ જાત;
કાળ મીંઢ પલળે નહિ, મર જળ રેડો ભ્રાત. ૯૮

---

૯૫—સતી થઈ સ્ત્રીઓ બળા મરતી હતી તે સારૂં હતું એમ નહિ પરંતુ મરતી અટકાવી ઠેકાણે ન પાડવાથી અનીતિ બહુ વધી છે. વિધવા વ્યભિચાર,ને તે અભાગણીઓની દુર્દશા કમકમાટ ઉપજાવે એવી સીદ્ધ થઇછે. માટે બળતી અટકાવી આર્ય સ્ત્રીના શિયળ વૃત્ત રૂપી સુનીતિમાં ખચીત હાની કરી છે.

* સતી બળે એ એક ખુન, પણ તેવી જુવાન અબળા જીવી બે ચાર બાળકનો ઘાત કરે એ બે ત્રણ ખુન. કોઈ રીતે ખુન અટક્યાં નથી. સર્વ વિધવા ન બગડે એ સત્ય, પરંતુ પૂર્વકાળે કાંઈ બધી સ્ત્રીઓ સતી ન થતી. પુત્રવતી કે વૃદ્ધ સ્ત્રી પતી મુઆ પછી પણ જીવતી. કૌશલ્યા કુંતા વગેરે ઘણીઓ વિધવા છતાં જીવીછે. માટે અપુત્રવતી કે જુવાન વિધવાઓ બળી મરતી હતી. તેમજ આજ પણ એવી જુવાન કે અપુત્રવતી કોઇકજ શુદ્ધ રહે એમ ઘણાનું માનવું છે. બધાનાં પાપ કાંઈ પ્રસીદ્ધ થતાં નથી પણ તે ઉપરથી વગર પ્રસીદ્ધિવાળાં પાપી નથી એ વિવાદ કેવળ અસત્ય છે.

૯૭—મહાત્માઓનો તો એવા ધર્મછે કે દુષ્ટ સામે પણ સાધુ થવું તથાપિ રાજ્યધર્મ એવા નથી.

રાંડી ઘરમાં રાખવી, આર્ય શિરે બહુ દુઃખ;
ક્યાંથી ભારો સાપનો, રે સાચવતાં સુખ? ૯૯
મર્દ ન વિધવાને વરે, જેને દિલ નહિ દર્દ;
એટલું ખોટે નહિ, સિંહ પરાક્રમી મર્દ. ૧૦૦
થોડું સારૂં ગણે ઘણાં, જ્યારે નેવકું હોય;
નહિ મામા કરતાં ભલો, કહેણો મામો હોય. ૧૦૧
જે મળ્યું તેમાં સુજ્ઞ જન, સમજી લ્યે સંતોષ;
ખોટે ખોરી બાજરી, ખાય જન તજિ રોષ. ૧૦૨
મોટા મર ભૂખે મરે, પણ નહિ ખાય અખાજ;
ભુખ્યો મરે મર કેશરી, આરોગે ન અનાજ ૧૦૩

---

૧૦૦—વિધવા અવિધ યોની નથી તેથી ઉંચ પુરૂષ એ સાથે ન પરણે એવા મારા વિચાર છે. વિધવા વિવાહ થવાથી બ્યભિચારની છીટ ગૌણ થાય એમ મારૂં માનવું છે. એ એક અત્યંત હાની છે. ગુજરાત ત્રિમાસીકમાં પુનરૂદ્વાહ નિષેધ લખાતો તેમાં એક એવો મત હતો કે "જેને એક વાર એબ બતાવી તે સિવાય બીજાને એબ બતાવવો એ નીચતા છે." આને મળતો અનુમત મારો આ સ્થળે થાય છે. હું વિધવા લગ્નના પક્ષમાં છઉં તેથી એ વિષે વિવાદ કરી શકતો નથી. પણ તે છતાં મને તો એમ લાગી જાયછે. "વિધવા વિવાહ અશાસ્ત્ર કે સશાસ્ત્ર" તે વિષેનો શાસ્ત્રીય વાદ આર્ય જ્ઞાન વર્ધકમાં લખાતો તેમાં ગોપાળરાવ હરી દેશમુખ જેવા કુલીન આર્ય ગૃહસ્થે (જેની વિદ્વત્તા વિષે મારો ઉંચો મત છે) ઈંદ્રિ ઉચ્છિષ્ટ થતી નથી એમ મત આપ્યો છે. તો એવા વિદ્વાન આગળ મારો મત કાંઈ બળવત્તર નથી. અને એવા બોધની પણ જરૂર નથી. એતો પ્રકૃત્તિ ઉપર આધાર છે. કેટલાકને જેવું હોય તેવું ઠીક અને કેટલાકને યોગ્ય હોય તોજ ઠીક એવી પ્રકૃત્તિ હોય

## સંસાર.

હાય હિંદુ સંસારિ સુખ, છેકજ ગયું હણાઈ;
કામિનિઓ કૂવે પડે, મરદો મરે મુંઝાઈ. ૧૦૪
કૂળ ઉપર મોહી પડી, હણે હિંદુઓ બાળ;
મૂઈ લલીતા લાડકી, આણિ કમોતે કાળ. ૧૦૫
જો નરનાર કજોડ તો, સંકટ મય સંસાર;
કજોડ બળદે ગાડિયો, પડે ખાડ મોઝાર. ૧૦૬
મન નિર્દય કેવાં હશે! હિંદુ હણે નિજ બાળ;
નિજ બચ્ચાં મારે નહીં, કેશરિ કૂર*કરાળ. ૧૦૭
કર્મે+ હોય કજોડલું, એજ જન્મના રાંક;
અર્ધ અંગ ખોટું પડ્યું, એ દુખ આડો આંક. ૧૦૮
કુદરત સ્થાપે જોડ ત્યાં, કજોડ કોણથિ થાય?
બાંધે બળથિ કજોડ તો, શુભ જોડું જોડાય. ※

છે. સમુહમાં કેટલાક ઝેરી આગ્રહા અને કટલાક નિરાગૃહા હોયછે. અને તે પ્રમાણે લગન થશે. કુમારિકા કે સધવા અશુદ્ધ હોય તો એની સ્પષ્ટ પિછાણ નથી તેથી અવિધવાનીનો ફાંકો શું રાખવો એ વિવાદ કોઈ કરે તો તે તો નિષ્ફળછે. કેમકે જ્ઞાન વિના મનને દુઃખ નથી. વિધવા અવિધવાની નથી એવું તો કેવળ ખુલ્લું છે. તોપણ જેને મળે નહીં તે કે જેની ઇચ્છા હોય તે વિધવાને ભલે વરે. તે વાતના બંધનની અપેક્ષા નથી. *ઘણો નિર્દય. + નશીબે.

※ જોડુંજ સરજ્યું જગત્માંતો કેમ, કોથિ કજોડું કરાયરે?
કોઈ કરે કમ અકલ નવલતો, સહજ સજોડું જોડાયરે.
બાળ લગન બત્રીશી.

નીચ સ્ત્રી પુરૂષનું કજોડું વ્યભિચારે પોતાની જેવા સાથે જોડાઈ સજોડું થાય. પણ નીતિવાન કજોડાં કુકર્મે પોતા જેવા સાથે ન જોડાય, તથાપિ તેવાં પણ મન વચનથી પોતાના બરાબરીઆમાં જોડાય.

નીતીવાન કજોડલાં, કર્મે જોડ ન થાય;
પણ મન વાચા એ બધાં, જોડ વિષે જોડાય.
સરખે સરખાં જોડલાં, જોડયે સુખિ સંસાર;
જેમ દૂધ સાકર વિષે, મળતાં સ્વાદ અપાર. ૧૦૯
સુખી જગત્‌માં જોડલાં, ભાગ્યશાળિ નરનાર;
રામ સિતા દમયંતિ નળ, જોડાં પ્રેમિ અપાર. ૧૧૦
બાળ લગ્નથી બાળનાં, લિધાં નિચોવી સત્વ;
મરવા તોડિ લિધા પછી, ક્યાંથી કેરી પક્વ! ૧૧૧
રે જોબનવણ લગ્ન શાં? ભુખ વણ શાં ભોજન?
દર્દ વિના દેતાં દવા, થાય વિકારી તંન. ૧૧૨
લગ્ન થયાં તે થઈ ચુક્યાં, ફેરફાર નહિ થાય;
રાંધ્યું ફરિ રંધાય નહિ, મર કદિ બગડી જાય. ૧૧૩
જન મંડળની નાતિમાં, વાંઢા કુખદ સદાય;
જેમ ભુખે મરતા ભુંડા, ચોર લુટારા થાય. ૧૧૪
પતિ પત્નીના પ્રેમ વણ, ઘર સુખ ઘટતું જાય;
જેમ જળાશય ગ્રીષ્મથી, દિન દિન જતાં સુકાય. ૧૧૫
એક વાર સંસારમાં, સૌ જન રાજા થાય;
વર સાડા ત્રણ દિવસના; વર રાજા કહેવાય. ૧૧૬

---

૧૧૪—ભુખે મરતાજ ચોર થાય એમ મેળ નહીં પણ તેવા ભુંડા હોય તો ચોર થાય ખરા. સર્વ વાંઢા કુદૃષ્ટિના હોય અને પરણેલા કુદૃષ્ટિના નહોય એમ પણ મેળ નથી. તથાપિ સામાન્ય કહી શકાય કે ભુંડા વાંઢા સુનીતિને હાની કરે. જનસમાજમાં વાંઢાઓ અક્કડ, ઉડાઉ અને દુરાચારી ઘણા હોય છે. કેમકે એમને સ્ત્રી પુત્રાદિનો ખર્ચ નથી તેમ સંસારી સંબંધ નથી. સમજુ જનસમાજે તેવાઓને પણ કન્યા મળી શકે એમ કરવું જોઈએ. કન્યાવિક્રયથી કન્યાં મોંઘી કિંમતે મળે ત્યાં તે બંધ થવું જોઇએ.
મરવા—નાની, ઝીણી ખાખટી. ગ્રીષ્મ—ઉન્હાળો.

હિંદ નીતિ છે ઉતરતી, બ્રિટિશ નીતિથી ભ્રાત;*
રામ ધર્મના વંશમાં, એ દુઃખ પ્રદ ઉત્પાત.
નીતિ નિયમ રક્ષક નથી, જ્ઞાતિ બંધનો હાલ;
લુચ્ચા ચોર છિનાળવા, નાત બહાર નહિ ભાળ. ૧૧૭
બ્રિટિશ નીતિ તરૂ જાળવે, કલબ કાંટાની વાડ;
બેકર પાશાની ઉપર, થઈ કેટલિ રંજાડ! ૧૧૮

---

* બ્રિટિશ જન સમાજના નીતિ કરતાં હાલના હિંદી સંસારની નીતિ ઉતરતી છે એમ આ લખનાર માને છે. આગળના આર્યોની નીતિ ગમે તેવી ઉચ્ચ હોય તે વિષે અહીં વિવાદ નથી, પણ હાલની આર્ય નીતિ ઘણીજ ભ્રષ્ટ છે. જે દેશની ચડતી, ત્યાંના જન સમુહની સામટી નીતિ, પતિત દશાના દેશના જન સમુહની નીતિથી વધારે એમ માનું છઊં. નીતિવાળા એક મનુષ્યની સ્થિતિ કદાચ ઉંચી ન થાય પણ આખા સમુહની નીતિ અનીતિ દેશને લાભાલાભ આપેછે. અને વેદ વાક્ય सत्यमेवजयते સત્ય કરે છે. ગુજરાતી જેવા વિદ્વાન પત્ર આ મત વિરૂદ્ધ છે પણ મને તો એમજ લાગેછે કેઃ—(તુલસીકૃતરામાયણ)

जहां सुमतीतहांसंपति नाना।जहां कुमति तहांविपतिनिदाना

કલબ—સુધરેલી મંડળી. પુનિત—પવિત્ર.

૧૧૮—બેકર પાશા એ હાલમાં તુરકીસરકારના લશ્કરમાં સેનાપતિછે. એ કર્નલ વેલનટાઇન બેકર પ્રથમ બ્રિટિશ સૈન્યમાં હતો. પ્રીન્સ ઑફ વેલ્સનો એ મીત્ર હતો. એક વેળા રેલવેમાં તેની પડોશમાં બેઠેલી એક સુંદરી તરફ તે કુદૃષ્ટિથી ધસ્યો. તે સુંદરી રેલગાડીની બાજુએ ટીંગાઈ પવીત્ર રહી. તેણીએ ફરીઆદ માંડી. આ માનવંત બહાદુર સરદારના આટલા વાંકથી બધી પ્રજા તેનાપર તુટી પડી. તે ઘણું અપમાન પામી પસતાયો, ઇંગ્લીશિઆ ભૂમિને તજી સરકારની વગર રજાએ તુર્કસ્તાનમાં જતો રહ્યો. વ્યભિચાર તરફ આ શું થોડો ધિક્કાર ? !

મધ્યમ જન જાઝાં દિસે, સમાનથી સંતોષ;
જુઓ યુરોપ્યન જોડલાં, રહે પુનિત તજિ રોષ. ૧૧૯
અનુસરિ મધ્યમ વૃત્તિને, સગપણ કરો સમાન;
તો બહુધા નર નારિયો, નિવડે નીતીવાન.
મરજિ વિનાનો બાળકૃત, મિથ્યા લગ્ન કરાર;
બત કરાવ્યું શિશુ આગળે, શું માને સરકાર? ૧૨૦
જે બંધિ ન ટાળી ટળે, તે પાળો અહિ ધર્મ;
લગ્ન પિતાકૃત પુત્રિયો, વેઠે ગણિ કુળ ધર્મ. ૧૨૧
જેનું મન જે શું મળ્યું. ત્યાંજ જાય તે ઠેક;
સાવળિંગા વરિ રાયને, તજી રૂપાશા શેઠ. ૧૨૨

---

૧૧૯—ઉત્તમ, મધ્યમ ને અધમ એ ત્રણ પ્રકારનાં મનુષ્યો છે. ઉત્તમ સ્ત્રી પુરૂષો અ સમાન સાથી છતાં પવિત્ર રહેછે. અધમ સ્ત્રી પુરૂષો કજોડું હોય કે સજોડું તોય આ સ્ત્રીપ્રકરણના ૪૫મા દોહરા પ્રમાણે બગડેછે. પણ આવા ઉત્તમ તથા અધમ મનુષ્યોની સંખ્યા થોડી હોય છે. મધ્યમ મનુષ્યો ઘણાં હોયછે. સજોડું હોય તો પવિત્ર અને કજોડું હોય તો ભ્રષ્ટ એ મધ્યમ વૃત્તિનું લક્ષણ માટે સમાન સગપણ કરવાં જેથી ઘણું કરીને સુનીતિ જળવાય. કેવળ વ્યભિચાર તો જવોજ નથી. પરંતુ હાલ કરતાં ઘણો ફેર પડી જાય.

૧૨૦-૧૨૧-બાળલગ્ન કાળે જે કરાર થાયછે તે બાળકોની જાણ અને ઇચ્છા ઉપરાંત થાયછે તેથી તે કરાર વ્યર્થ છે, તે પ્રમાણે ચલાતું નથી. તોય જ્યાં ઉપાય ન હોય ત્યાં કરાર પાળવો, એ ધર્મ છે. જેમ બાપ પરણાવે તે લગ્ન પુત્રીઓ જીવે ત્યાં સુધી વેઠેછે તેમ.

૧૨૨—સાવળીંગાની રચના કે બિભત્સપણું નીંદ્યછે. બાકી તે વાર્તાનું ખોખું પ્રશંસનીય છે. હેતુ ઇચ્છાવરનો સુધારો છે ને સાવળીંગા મહા સતી ચિતાઇ છે.

જોતાં જ્યાં આંખ ન હસે, કેમ હસે ત્યાં મંન ?
ઉત્પત્તિ થાય અવલોકતાં, નહિં ખવાય તે અંન. ૧૨૩
મંન વિના મળવું અરે, બળવું ભીતનિ સાથ;
જેમ કજોડિત-દંપતી, વેઠે દુખ દિન રાત. ૧૨૪
હાય ! કજોડાં કષ્ટ રે ! તુંજ ભયથી તો ભિખ;
સુખ સોનાના થાળિમાં, દુખ લોઢાની મેખ. ૧૨૫
અરે ! કજોડાં કાણિયો, કોઈ કયે ન કહાય;
જેમ પુંઠનું ગૂમડું, બધે ન બતલાવાય. ૧૨૬
નિયમ વારસાના નરસ, હિંદુ કુટુંબે કલેશ;
દેશ રાજ્યમાં નિયમ વણ, ખટપટ જેમ હમેશ. ૧૨૭
સરસ ગોઠવણ વણ કદી, સુખી ન હિંદુ સમાજ;
સરસ ગોઠવણથી સરસ, ચાલે ઇંગ્લિશ રાજ્ય. ૧૨૮
કાયમ મજિઆરો નહીં–નમે કોઇનો સાથ;
કંપનિ કરથી હિંદ આ, ગયું રાણિને હાથ. ૧૨૯
નિયમ વિનાની મંડળી, ક્યાંથિ થાય સુખકાર ?
હિંદુ મજિઆરે ઘણાં, જેમ દુખી નરનાર. ૧૩૦
મજિઆરી મ્હેનત વડે, કામ સારૂં નહિ થાય;
સાત સયાંરૂ ઢોર જ્યમ, ભૂખે મરે સદાય. ૧૩૧
વિના કાયદે કંપની, લુચ્ચા મારી ખાય;*
હિંદુ મજિઆરા વિષે, જેમ એ.રિ અન્યાય. ૧૩૩-૨૬૧

---

* મોટી કંપનિઓ વિના, મોટાં કામ ન થાય;
સ્વેઝ ન્હેર ખોદાત નહિં, કદિ કંપનિ સિવાય. ૧૩૨

# પ્રકરણ ૩ જું.

## ધર્મ વિશે.

### દોહરા.

એ[1] સંસારી સુખના, ઉત્તમ મધ્યમ ભેદ;
પણ એ સૂખ ક્ષણિક છે, ખચિત વિયોગે ખેદ.†
સંસારી સુખ સર્વમાં, વનિતા સુખ વિશેષ;
પણ વિજ્ઞાન વિના નહીં—સરે જિવન ઉદ્દેશ.
રોગ મોટું દુખ તે થકી, મોટું દુઃખ કજોડ;
સૌથિ મોટું અજ્ઞાન દુખ, જેથી જન [2]રાનોડ.
ઐહિક[3] સૂખ કજોડથી, પામે નાશ નિદાન;
ઐહિક [4]આમુષ્મિક [5]ઉભય—સુખ ટાળે અજ્ઞાન.
મળે બધાં સંસારિ સુખ, પણ કેવળ એથીજ—
જીંદગિ સફળ ગણાય નહિ, જ્ઞાન વિના હરગીજ.
ધર્મ હેતુ સંસારનો, ભોગ હેતુ નહિ મુખ્ય;
ધર્મ નમે તન હોય તો. તનને ભોગથિ સુખ.
તન નભાવવા વાસતે, વિષય ભોગ સાધંન;
પણ આ જીંદગિનો નથી-મુખ્ય સુ હેતુ ચમંન.
મુખ્ય હેતુ એમ સુજ્ઞનો, ક્ષણિક હર્ષમાં હોય;
સુજ્ઞ નિત્ય સુખને ચહે, બાળ ક્ષણિકમાં મ્હોય.
આયુષ લાખો વર્ષનું, હોય તોય શું બાત?
લાખો વર્ષ ગયા પછી, થાય શોક બળિ ભાત.

---

૧ આ પ્રકરણમાં ગણાવી ગયા તે. ૨ જંગલી, મૂર્ખ. ૩ અહીંનું. ૪ મૃત્યુ પછીનું. ૫ બંને. ૬ સારો હેતુ.
† આ ખાલી આંકડા વાળા અદ્દ્ભ્રાંતિક દોહરા પ્રવેશક જેવા છે.

## વૈરાગ્ય.

અલ્પ જીંદગી જગત્માં, કોણ માત ને તાત?
ચાંદરણું દિન ચારનું, પછિ અંધારી રાત. ૧
જોબન ઝટ વહ્યું જશે, પાછું વળે ન કદાય;
પ્રાણિ મોતિનાં ઊતર્યાં, તે ઊતર્યાં સદાય. ૨
કાઢો કાઢો કહે મુએ, જિવતાં કરે જતંન;
પાય લિલાં તરૂને જ જળ, વઢે સૂકાં વંન. ૩
મનુષ્ય મુઆં મરશે મરે, નામ તેહનો નાશ;
ફૂલ ફુલી કરમાય છે, સુકાય લીલું ઘાસ. ૪
પ્રાણ ગયે પુદ્ગળ ઉપર, કોઈ કરે નહિ ભાવ;
પાણિ સુકાઈ ગયા પછી, જેમ નકામું તળાવ. ૫
ધન જોબન તન તરૂણિ સુખ, થિર ક્ષણભંગુર ધાર;
જ્યમ ઝબકારો વિજળિનો, વહી જતાં શી વાર? ૬
મારૂં મારૂં કરિને મુઓ, મૂર્ખ ધરી અભિમાન;
જાણે ભાર વહું જ હું, ગાડિ તળેનો શ્વાન. ૭
મોત ભમે માથા ઉપર, તોય ન દિલ દરકાર;
તરણા‡ ઓથે ડુંગરો, જેમ જણાય ન પાર. ૮
માથા પર મૃત્યુ ભમે, તોય અભય સૌ જંત;
ઘેટાં ખાટકિને ઘરે, મરતાં સુધી મગંન. ૯
નથિ શાશ્વત સંભારણું, કર્યા અવીચળ કામ;
સાત પેઢિ મત પુત્ર પણ, ભુલે પિતામહ નામ. ૧૦

---

વૈરાગ્ય એ ધર્મ માત્રનો આરંભ છે. બહુધા વૈરાગવિના અંતઃકરણમાં ધર્મ સ્ફુર્તિ નથી. પુદ્ગળ-શરીર.

‡"તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઈ દેખે નહીં." ધીરોભક્ત.

૧૦ માણસ આઠ દશ પેઢી ઉપરાંતના વડવાઓનાં નામપણ જાણતો નથી તો અવિચળ કામથી એ શાશ્વત (કાયમ) નામ કેમ રહેશે?

કાળ ભમે શિર ઉપર પણ, જગમાં જીવ ફુલાય;
મુછ મરડે પગ હેડમાં, જેમ મુરખનો રાય. ૧૧
અલ્પ જીંદગી જગત્માં, બહુ વિઘ્ન બહુ કામ;
રાત થોડિ વેશજ ઘણા, ભજવે નાટકિ જાણ. ૧૨
બાંધ્યું પાપનું પોટલું, પુણ્ય ખાઈ નિર્ધાર;
લેવાના દેવા થયા, વેપારી હુશિઆર!! ૧૩
માને નિત્ય અનિત્યને, તે નિશ્ચે દુખિ થાય;
વિષયાસક્ત મુરખ જિવો, જેવિ રિતે પીડાય. ૧૪
દગા સગા નહિ કીસિકા, દુનિઆમાં કર દેખ;
દુર્યોધન ફાવ્યો નહીં, મ્હાભારતનો લેખ. ૧૫
ત્રાસ મૂળ તૃષ્ણા દિસે, આશા આપદ રૂપ;
તજિ તૃષ્ણા શુકદેવજી, પામ્યા આત્મ*સ્વરૂપ. ૧૬
ભોગ ભોગવ્યે ભુખ વધે, પણ તૃપ્તિ ન કદિ થાય;
ઘી હોમ્યે જ્વાળા વધે, ક્યાંથિ કૃશાનુ બુજાય? ૧૭
વિષય ભોગવ્યાથી વધે, રાંકપણું દિન રાત;
જેમ અમલિને અમલવણ, ચાલે નહિ ઘડિ શાત.૧૮
તૃષ્ણા તેજી ઘોડલો, ઘડે નવા નિત ઘાટ;
એંશિ વરસનો ડોસલો, રૂવે મરણને માટ. ૧૯
આશાનો ડુંગર ઉંચો, પાર ન કોથિ પમાય;
હારે છેવટ હરણિઆં, મૃગજળ પાછળ ધાય. ૨૦
સંકટ મય સંસાર છે, સુખમાં કોઈ ન પુછ;
સાધૂ પરદુખથી દુખી, પરસુખથી દુખિ દુષ્ટ. ૨૧
જ્ઞાન ન થાય વિરાગવણ, થાય વિરાગથિ ત્યાગ;
શુક જડભરતે તજિ દિધો, અસત્ વિષય અનુરાગ. ૨૨

---

૧૨—ચતુર ખેલાડી ટુંકા સમયમાં ઘણા ખેલ દેખાડી શકે.

* વેદાંત મતે આત્મ-બ્રહ્મ સ્વરૂપ. કૃશાનું-અગ્નિ. અમલી-અફીણી. અનુરાગ-પ્રીતિ, મમતા.

## દિલાસો *

વેગ સૃષ્ટીનો સુખમાં, આપદ તો અપવાદ;
સ્વભાવતઃ આરોગ્ય તન, રોગ વિકારિ વિષાદ. ૨૩
સુખ દુખ જો સરખાવિયે, તો સુખ વધે ખચીત;
જેમ હસ્યાના દિન ઘણા, રોયાના દિનથીજ. ૨૪
બહુ સુખમાં દુખ થોડુંપણ, આવ્યે જન અકળાય;
અફિણ જરા દુધમાં ભળે, બધું કડવું થઈ જાય. ૨૫
સૌ દિન સરખા હોય નહિ. સૌ દિન હોય ન ક્ષેમ;
સમય સમયની છાંયડી, જગો બદલતી જેમ. ૨૬
દુખ ભુત ભવિષનું ભુલિ ચહે, વર્તમાન વિદ્વાન;
પરણે એને ગાય નિત, જેમ જુવતિ ધરિ ધ્યાન. ૨૭
વર્તમાન અભિમાનિ જિવ, ભૂલે ભૂત ભવિષ્ય;
જેમ રોગિ નિજ રોગને, રડ્યા કરે દિન નીશ. ૨૮
જગત્ ક્ષણીક અસત્ય પણ, નહિ પરિણામ અસત્ય;
સ્વપ્ન ભોગ નહિ સત્ય પણ, વીર્ય પાત ફળ સત્ય. ૨૯
ગણે અસત† સંસારપણ, બુધ સંસારી હોય; •
જ્યમ બાજીગર બાજિ જુઠ-જાણે પણ સૌ જોય. ૩૧
તનક્ષણભંગુર પણ કરે, પંડિત જતન જરૂર;
જ્યમ ભાડાના ભુવનને, રાખે સાફ ચતૂર. ૩૨
સુજ્ઞ રહી સંસારમાં, સાધે મોક્ષ ઉપાય;
જનક વિદેહી નૃપ છતાં, જીવન મુક્ત મનાય. ૩૩

---

† જગત અસત્ય ગણાય ક્યમ! રચના પ્રભૂ રચીત;
જે તરૂનું મુળ સાચુ તે, વૃક્ષ ન ખોટું ખચીત. ૩૦

સ્વભાવતઃ-કુદરતી. વિષાદ-ખેદ. બુધ વિદ્વાન.

* વૈરાગ્યમાં જે સીદ્ધાંતછે તેથી કેટલોક વિરૂદ્ધ આમાંછે.

૨૩—**गते शोको न कर्त्तव्यो भविष्यं नहि चिंतयेत्।
वर्त्तमानेन कालेन प्रवर्त्तन्ते विचक्षणाः॥**

ધીર વસે વ્યવહારમાં, કાયર ત્યાગી થાય;
સમરાંગણ શૂર ન તજે, નાસિ નપુંસક જાય. ૩૪
હાનિ લાભ હંમેશના, દક્ષ ન દિલગિર થાય;
ત્રણે ઋતુઓ અનુક્રમે, આવે ને વહિ જાય. ૩૫
કુદરત સુખ સરખું સૃજે, પદ્ધિ પૃથક્ મરે બાળ;
અબળાનું ઉપજે ન પણ, નરને બહુ જંજાળ. ૩૬
ગરિબ ધનિક સરખાં સુખી, જો કરિ તત્વ વિચાર;
અધિક વાસના એકને, ઓછિ બિજાને ધાર. ૩૭
લખપતિને વધુ વાસના, લાખથિ શેનું સુખ?
દશ લાડુના ક્ષુધાર્થિને, આઠ મળ્યે રહ્યું દુઃખ. ૩૮
દુખિ દિન જ્યમ સુખિ દિન જશે, તો બહુ લલુતા શીદ?
વચલી ટકટક તજિ જુએ-અંત કમાણિ વણીક. ૩૯
બનવાનું મટનાર નહિ, સુજ્ઞ ધરે સંતોષ;
કાળ ભમે શિર પર ભલે, સાધુ-હૃદય નહિ રોષ. ૪૦
સુખસહ દુખ સંસારમાં, પણ ભાગી ન જવાય;
જેમ જુઓના કરડથી, વસ્ત્ર ન કાઢિ નખાય. ૪૧
માંસ મુત્ર મય શરિરને, માંસ મુત્ર વપુ ચહાય;*
તો વેદાંતી ગોરિના, શિદ અવગુણ બહુ ગાય?
રહી જગત્માં જગત્‌ને, નીંદે જ્ઞાની જૂઠ;
જેમ માત ખોળે રમી, મારે પાટુ કપૂત. ૪૨
કારકુન કામાદિ છે, પણ નથિ વપુ-દુશ્મન;
અધિક અન્ન ખાતાં મરે, તેથિ કેમ અરિ અન્ન? ૪૩
કારણ જેવું કાર્ય દઢ, વધુ દઢ ક્યાંથી થાય?

---

સમરાંગણ-લડાઈનું સ્થળ.
૩૭-૩૮. શ્રીમંતોને વધારે વાસના હોય એમ મનાય છે.
૩૯-વકરો ગમે એટલો થાય, એ વચલી બીના વાણીઓ ન તપાસે પણ છેવટ નફો શું રહ્યો તેજ જુએ.
* સ્ત્રી પુરૂષ બંનેના શરીરો માંસ મુત્ર હાડ ચર્મનાંજ છે.

જેમ ઘરેણાં હેમથી, કંઠણ ન હોય કદાચ. ૪૪
તેમ અંગ આ અંનથી, ઉપજ્યું વધ્યું સમીજ;
અન્ન દિવસ એમાં સડે, અંગ અમર ક્યાંથીજ?
હદમાં મનુષ સ્વતંત્ર છે, ત્યાં પ્રભુ હાથ ન લેશ;
પાપ કરંતાં પાપિયો, નરકે જશે હમેશ.
જોર દગાનું જગતમાં, સ્વતંત્રતા તેથીજ;
બગલો મારે માછલાં, ધ્યાન ધરી હરરોજ. ૪૫
ભોગવવું સંસાર સુખ, એ પણ એક ભજંન;
પ્રભુ વૈભવ શિશુ ભોગવે, તો પ્રભુ ખુબ પ્રસન્ન. ૪૬
મોહિ વિષયમાં પ્રભુ ભુલી, હુકમ તજે તો પાપ;
કપુત ન પાળે પ્રભુ હુકમ, તો પ્રભુને સંતાપ. ૪૭
આશા મુળ આનંદનું, દિસે સુખી સંસાર;
આત્મ ઘાતિ આશા વડે, થાય ધિરજ ધરનાર. ૪૮
ભોગવતાં સુખ ભોગને, તરત શાંતિ તો થાય;
ભૂખ્યો અન્ન જમ્યા પછી, ભૂખ્યો કેમ ગણાય? ૪૯
બહુ ખાધા પીધા પછી તૃપ્ત ઇંદ્રિયો થાય;
શિશુને આપે સૂખડી, માત પિતા નહિ ખાય. ૫૦
ન મળ્યું ત્યાં સુધિ મોહ છે, મળ્યે મોહ ટળિ જાય;
કળ્યો કોયડો કોડિનો, સરલપણે સમજાય. ૫૧
ભેટ્યું ન ત્યાં સુધિ ભાવ છે, ભેટ્યે ભાવ ભુલાય;
કરણે રૂપ સુંદરી*. સમું. પછિ જોયું ન કદાય. ૫૨

---

૪૪ તથા ખાલા—यत्प्रातःसंस्कृतंभोज्यंसायंतच्चविनश्यति।
गीता—तदन्नरससंपुष्टे कायेका नाम नित्यता!

૪૬. આ વિચાર ઘણાને નવાઈ જેવા લાગશે. એનો ખોટો ઉપયોગ ન થાય માટે ૪૭ મો દોહરો વાંચી સુનીતિએ સંસાર સુખ ભોગવવું. અને હું ધારૂં છઉં કે એ રીતે વિરોધ ટળશે.
૪૮થી ૫૩ સુધીના પાંચ દોહરા ૧૯થી ૨૦ સુધીના દોહરાથી વિરૂદ્ધ છે.

*કરણઘેલામાં કરણની લલુતા પ્રથમ બહુ ચિત્રી છે પણ
પ્રભુ—માબાપ.

અતિ પરિચયથી ઇંદ્રિયો, શક્તી ખુવે સદાય;
મહાવરે ચંડાળને, દુર્ગંધી ન જણાય. ૫૩
મનુષ માત્રને દુખ પડે, રે અફસોસ અઠીક;
રામ યુધિષ્ટિર નળ શિકે, પામ્યા દુઃખ અધીક. ૫૪
પ્રભુનું દીલ દયાળુ છે, પ્રાણી ઉપર પ્રીત;
જન્મ મરણ કાળે કરે, અતિ દુખિને મૂર્છિત. ૫૫
જે આપ્યું જગજીવને, તેથિ પામ પરિતોષ;
ખોપો મુળગો રોટલો, શાને તજિ સંતોષ. ૫૬
જન્મ સાથ અહિં જન્મિને, મૃત્યુ કરે વપુ વાસ;
પોત પ્રમાણે વસ્ત્રમાં, સાથે વસે વિનાશ. ૫૭
રાજી થઈ પ્રભુએ દિધું, ધર તેમાં સંતોષ;
મિટનિ વસ્તુમાં કદી, દક્ષ જુએ નહિ દોષ. ૫૮
ઉપકારી દેખે ઉદય, અપકારી અપમાન;
મેઘ વસે છે વ્યોમમાં, ભૂતળ સાગર સ્થાન. ૫૯

---

૩૫સુંદરાના હરણ પછી એવી લઘુતા ચિતરી નથી તેને આધારે આ મત લખ્યો છે વ્યોમ—આકાશ.

પરિચય-મહાવરો. વપુ-શરીર. પોત-જાડાઈ.દક્ષ-ડાહ્યો.

૫૫-જન્મતાં ને મરતાં પ્રાણી માત્ર બેભાન અવસ્થામાં હોય છે. દુખ સુખની લાગણી કે ભાન તે કાળે નથી.

૫૪—अवश्यं भावि भावानां प्रतिकारो भवेद्यदि।
तदा दुःखैर्न युज्ये रन्नलराम युधिष्टिराः॥
गरुडपुराण.

૫૭—मृत्युः जन्मवतां वीर देहेन सह जायते॥भागवत.

૫૯—संग्रहैकपरःप्रायः समुद्रोपि रसातले।
दातारं जलदं पश्य गर्जन्तं भुवनोपरि॥

## કુતુહળ.

ખોઈ જુવાનિ ન જોયું તવ, વૃદ્ધ રૂવે મુકિ મોણ;
પોર મૂઈ સાસુ અને, આંસુ આવ્યાં ઓણ. ૬૦
ભુંડા ભયથી બહુ ભજે, ભાવથિ બળવતિ બીક;
શિળિ સાતમ વ્રત સાચવે, એકાદશિથિ અધીક. ૬૧
પાપ દ્રવ્યથી પાપિયો, પુણ્ય કરે કીંચીત;
જેમ દાન દે સોનનું, એરણ ચોરિ નિમીત્ત. ૬૨
સ્વારથિઆ સંસારિ જન, ગરજુ કને નહિ જાય;
ઠાકુરને થાળ ન ધરે, જો આરોગી જાય. ૬૩
ભેટ ધરે ભગવાનને, એ ભારે ભુલ થાય;
ચક્રવર્તિ મ્હારાજને, પટલ કહ્યાથી પાપ. ૬૪
પાઈ ધરે લખપતિ કને, એજ મશ્કરી મૂળ;
ઠાકરની ઠેકડિ કરે, અજ ધરી અનુકૂળ. ૬૫
અર્થીનું* હરિ અર્થિને, આપે એ ઉત્પાત;
પ્રભુ પાસે નાચે રમા, ભેટનિ શી પંચાત?
અખિલ વિશ્વમાં જે વસે, તે મંદીર ન માય;
પાંચ શેરના પાત્રમાં, સાગર કેમ સમાય? ૬૬
ભભકો ઉપર ઉપર તણો, પ્રભુ ધામેય કબુલ;
ખુંતાડે અણિ દેવને, ઉંધાં ચડાવી ફુલ. ૬૭

---

તવ-ત્યારે. કીંચિત-જરા. રમા-લક્ષ્મી. બળવતિ-જબરી.

૬૨-એરણ ચોરી દે સોયનું દાન,
 એથી કેમ રિઝે ભગવાન? } ધીરો ભક્ત.

૬૪-પટેલ તો પાંચ ગામનો કે એક ગામનો ઉપરીપણ ચક્રવર્તિ તો બધા દેશનો ધણી હોય.

૬૫-અનુકુળ-પોતાને અનુકુળ-પોતાને ભાવતું.

* ગરજુ. મનુષ્યો ધનના ગરજુ છે. ઇશ્વરને ધનની જરૂર નથી. તેથી મનુષ્યો ધનના અર્થી ને ઇશ્વર ધનનો અર્થી. જેને જોઇએ તેનું લઇ ન જોઇએ તેને દેવું એ કેવળ મૂર્ખાઇ છે

પળાય તે પાળે બધાં, નહિ પળાય તે ફોક;
જેહ ચર્મનાં આસડાં, તેજ ચર્મની ઓખ. ૬૮

દેખો દાંગી દુનિઆ, ઢોંગી ઢોંગ કરેજ;
પૂજે ખોટા નાગને, ખરો નાગ પકડેજ. ૬૯

ખોટો ફાંકો ધર્મનો, સારામાં ખુશિ ચિત્ત;
હિરમાં કિટક હણાય પણ, રેશમિ વસ્ત્ર પુનીત? ૭૦

જ્યાં ત્યાં જોડિ દિધું દિસે, ધર્મનું બ્હાનું વિચીત્ર;
હિરથી લશણમાં જીવ ઘણાં-ન મરે પણ અપવિત્ર! ૭૧

ખોટિ શેખિ ચોખ્ખાઇની, વદે વદાડ્યું ગ્હેજ;
હાથિ હાડકાંની ચુડી, અભડાય ન પેર્યેજ?! ૭૨

ખોટું વદાડ્યું પણ વદે, એજ વિચીત્ર રમૂજ;
વસ્ત્ર બદલમાં દેવને, ચડે સુત્ર તંતૂજ?? ૭૩

જાઝું દેવું કહિ દેવને, થોડું પણ દેવાય;
સવા પાલિ બળિ માનિને, સવા મૂઠિ મૂકાય! ૭૪

દીઠું સુખ તજિ અણદિઠું, ઇચ્છે મૂર્ખ અજાણ;
કરિ ઉપવાસો અતિ ઘણા, જૈન તજે જ્યમ પ્રાણ. ૭૫

તપિ તપિ તપસી સુખ લહે, સૂખ નકામું માન;
જેમ ડામ ખમિ દોકડો, લેતાં ન્હોય વિરામ. ૭૬

મથિ મથિ મરી જતાં મળ્યું, તે નહિ સુખદ ઇનામ;
જેમ ચોકડાં ખાઇને, ચાટ્યો ગોળ નકામ. ૭૭

રામ રામ મરતાં કહ્યું, પણ *મિથ્યા એ એતઃ

૬૯.દાંગાને પારશીઓ જાડા કહે છે પણ અમારે ત્યાં લુચ્ચો દાંગો કહેવાય છે. નાગપાંચમે કંકુનો નાગ કાઢી પૂજે છે. ખરો નાગ નીકળે તો નહીં પૂજતાં સાંબેલું લઇ દબાવવા દોડે છે.

બળિ-માનતા, ભક્ષ. પુનીત-પવિત્ર. શ્રેય-કલ્યાણ.

૭૫-પરલોકનું સુખ અદૃશ્ય છે એને માટે અહીંનું બધું સુખ ત્યાગ કરવા જરૂર નથી. એતો શ્રદ્ધાની પરિસીમા થઇ.

* કુતુહળમાં જે મત છે તેવાજ અહીંથી શરૂ થાય છે.

રામ રિઝે નહિ સાધુ જો, અશક્તિમાન ભવેત. ૭૮
દેહ દમન ઉપવાસ કરિ, ઇચ્છે શ્રેય ગમાર;
જેમ કપુત લાંઘ્રણ કરી, માગે વસ્તુ અપાર. ૭૯
પ્રભુ રિજવી સુખ્ય સુજ્ઞ લે, સંતાપે ન શરીર;
સપુત પિતાને ખુશ કરી, લે ધન ધાન્ય રૂચીર. ૮૦
નીતિ વિના તન દમનથી, દે ન પ્રભુ ઇચ્છીત;
લાંઘ્રણથી ન્યાયી પિતા, દયા કરે ન કવચીત. ૮૧
ઉપવાસે મન શુદ્ધિ તો, થવી છેક મુશ્કેલ;
જેમ ભુખ્યો ક્રોધી ઘણો, ક્રોધ મગજનો મેલ. ૮૨
થાય ન બુદ્ધિ સુધારણા, ઉપવાસોથિ ખચીત;
જુઓ પચુસણમાં બધે. જૈન જુગાર પ્રસીદ્ધ. ૮૩
તપથિ સ્વભાવ ન સૂધરે, ચિત્ત શુદ્ધિ નહિ થાય;
જુઓ તપસ્વી ખાખિયો, બહુ તામસી જણાય. ૮૪
કર્મેન્દ્રિય નબળી પડે, ફળ ઉપવાસનું એજ;
જ્યમ ભૂખ્યાના ટાંટિયાં, ભાંગી જાય સહેજ. ૮૫
માને પાપી માનતા, સુજ્ઞ ન માને કોય;
લેવા સ્હાય વિના શ્રમે, જેનિ ગોર મતિ હોય. ૮૬
કામ કરે નહિ લાંચ લઈ, દેવ ન્યાય દરિઆવ;
જેમ ન્યાયિ નરપતિ કદી, વગથિ દે ન સિરપાવ. ૮૭
હેતુ જ્ઞાન વણ આખરે, ક્રિયા વ્યર્થ થઈ જાય;
દેશાટણનો લાભ જ્યમ, જાત્રાળુને ન થાય. ૮૮

---

પરંતુ અહીંયાં રમુજ ન કરતાં ખંડન તરીકે કલમ ચાલી છે તેથી જરા નોખું પાડયું છે.

૮૮-યાત્રા કરનાર નદી, ડુંગર કે દેવળનીજ ગરજ રાખેછે તેથી બીજા લાભ એને થતા નથી. બીજા માટે એ ધ્યાન પણ આપતા નથી. હેતુના જ્ઞાન વિના એ ક્રિયા કેવળ વેઠ રૂપ નીવડી છે.

રૂચીર-સુંદર, સરસ.

સમજ્યા વિના ક્રિયા ગ્રહે, શિશુ સુંદરિ નાદાન;
ક્રિયા પુજક જડમતિ અને, હેતુ પુજક વિદ્વાન.
સમજી હેતુ ક્રિયા કરે, તો તે સફળ સદાય;
જેમ સુધારક સ્નાનથી, સ્વચ્છ શરિર બહુ થાય. ૮૯
ત્યાગ ખરો અંતરતણો, ઉપરનો ‡ઉધમાત;
શા કામનું માથું મુંડ્યું, મન મુડ્યા વણ ભ્રાત? ૯૦
ક્યાંઈ લોભનો થોભ નહિ, ભલે ધરે ત્રિભુવંન;
રશિઆ શીદ લડી મરે? શું ખાવા નથિ અન્ન? ૯૧

## દાન.

બિજિએ જેવું વાવિએ, દઈએ તે લેવાય;
ગોળ જેટલો નાખિએ, ગળ્યું તેટલું થાય. ૯૨
અનેક પામે એકના, જે પરમાર્થે જાય;
વાવ્યાથી કણ એકનું, જેમ કણસલું થાય. ૯૩
દાન પુણ્યનું ફળ પછી, પ્રભુ આપે શુભ પેર;
પંડે દાસ થઈ રહ્યા, બળિ રાજાને ઘેર. ૯૪
ઘર બાળી તીર્થ ન કરો, બહુ દાને પછિ ખેદ;
ખોઈ રાજ્ય દાને બળી, પડ્યો પરાધિન કેદ. ૯૫
ખાધામાં મન નીચનું, ભમે દિવસને રાત;
લાડુ મળ્યા કે બ્રાહ્મણો, હૃદય વિષે રળિઆત. ૯૬
ભૂખે ન મરે બ્રાહ્મણો, સાજાં પુષ્ટ શરીર;
માગ્યાં મુક્તાફળ મળે, ભટ્ટ ભીખને શીર! ૯૭
જ્ઞાનિ નિરાશ્રિત વણ બિજા, ભિક્ષુક બહુ દુખદાય;
જ્યમ માજનિયા સાંઢડા, ભેળ પાડિ દઈ ખાય. ૯૮

‡ તોફાન. ૯૧-વિશેષે કરીને પેટવાસ્તે પાપળાં હોયછે. પેટવાસ્તેજ કલેશ વેઠાયછે. ૯૪-એવું કહેવાયછે.

૯૫-अतिदानेबलिर्दत्वा । ૯૬-સદૈવ ખાવામાંજ વૃત્તિ વિરામે એ નીચતાજતો.

૯૮-જ્ઞાની બીજાને બોધ દેવાનો ધંધો કરેતો તે દાન લેવા

કીર્તી દાન ઘણા કરે, ન જુએ દાન †નિદાન;
કાઢી મુકે અપંગને, દે બ્રાહ્મણને* દાન. ૯૯
દાન દિધું ધનવાનને, પુણ્ય ન, છેક અનર્થ;
જ્યમ વરસાદ સમુદ્રમાં, બહુ વરશ્યો પણ વ્યર્થ. ૧૦૦
અન્ન જમેલાને દિધું, તેથિ ન પુણ્ય લગાર;
જેમ દિવો સૂર્યોદયે, કેવળ કરે ગમાર. ૧૦૧

સામાન્ય.

જ્ઞાન વિના ગ્રંથિ ન ગળે, ક્રિયા ઉપરની વ્યર્થ,
માથું કુટે છાતી કુટે, કહો સરે ક્યમ અર્થ? ૧૦૨
જે જેનો હેતુ હશે, પૂર્ણ કરે તે વીર;
જ્ઞાનથિ મનનો મળ મટે, સ્નાનથિ શુદ્ધ શરીર. ૧૦૩
શંકા ગ્રંથી-હ્રદયમાં, ધર્મશાંતિ નહિ થાય;
બેડી પગમાં જ્યાં સુધી, દુખિ પરતંત્ર જણાય. ૧૦૪
ચિત્ત શાંતિ નહિ [1]સંશયે, વૃત્તિ વિકળ સદાય;
જેમ સમુદ્રે પવનથી, નૌકા ખૂબ ભમાય. ૧૦૫
-હ્રદય ગાંઠ છુટિ જાય છે, મહા જ્ઞાનિ ગુરૂ પાસ;
દિનકર ઉદય થતાં જુઓ, થાય નિવિડ તમ નાશ. ૧૦૬
ગુરૂના દોષ ન દેખિએ, કહે તે ધરિએ કાન;

---

પાત્ર છે. તે સિવાય નિરાશ્રિત દાનને યોગ્ય છે. એ બે વિના દાન લેનારા બધાય દુખદાયક નીવડે.

† કારણ. દાનનો હેતુ ન જુએ. * કહેવાતા બ્રાહ્મણ.

૧૦૦-હાથ પગવાળા પણ ધનવાનજ કહેવાય.

वृथावृष्टि समुद्रेषु । वृथादान धनाढ्येषु ।
१०१—वृथा तृप्तेषु भोजनम् ॥ वृथा दीपोदिवापिच॥

श्रीमद भगवद्गीता.

1 संशयात्मा विनश्यति॥ શંકાવાનજીવ નાશ પામે છે"

ગ્રંથી-ગાંઠ. દિનકર-સૂર્ય. નિવિડતમ-ઘાટું અંધારૂં.

ગુરૂ ભઇસે ભવ ઉતર્યા, સુંદરદાસ સુજાણ. ૧૦૭
છેક છુટા નવ મૂકિયે, નહિ તો નરસું હોય;
છેક છુટા ગોંસાઇનો, જેમ જુલમ બહુ જાય. ૧૦૮
મુઆ પછી આ શરિરની, ફરિ ઇચ્છા નહિ થાય;
સ્વપ્ન સારૂં કે નરસું પણ, જાગ્રત જીવન રહાય. ૧૦૯
કરણી પાર ઉતરણિ છે, વાંચ્યું એવું લણીશ;
બાવળ વાવી કેરિની, આશા કદિ ન કરીશ. ૧૧૦
મોત ઘડી કદિ નવ ફરે, લેતાં બહુ સંભાળ;
ગોંધિ ગર્ભિણી પાંજરે, જણ્યું મરેલું બાળ. ૧૧૧
મૃત્યુ પળ મુકરર નથી, જતને વધૂ જિવાય;
યુરોપિયન આયુષ્યની, સરાસરી વધિ જાય. ૧૧૨
કુદરતિ તે મૃત્યુ નહીં, જોબનમાં જિવ જાય;
નવું વસ્ત્ર સંભાળવણ-ફાટ્યે શોક કરાય. ૧૧૩
આડો ઓઢે તે પડે, પાર પડે નહિ દાજ;
કરતાં કપટ પરસ્પરે, ચારે ચોર મુઆજ. ૧૧૪
શરમ છોડિ નિજ ધરમ કર, શરમ ધરમ નહિ સાથ;
નાચવું ઘુંઘટ તાણવો, એ ન બને સંગાત. ૧૧૫
નિયમ વિચારી વર્તવું, પ્રભુ કહે ન પ્રત્યક્ષ;
જેમ મુંગાની પારશી, સમજિ જાય ઝટ દક્ષ. ૧૧૬
છાનું પાપ રહે નહીં, મોડું વે'લું પકડાય;
જેમ માખિ ગળનારને, નક્કિ નાખણું થાય. ૧૧૭
ક્ષમા કવચ શરિરે ધરો, પછિ શઠનો નથિ ત્રાસ;
જોડા પે'ર્યાથી સહજ, કંટક કટક વિનાશ. ૧૧૮

---

૧૧૧-એક બ્રાહ્મણ સ્ત્રાનાં છોકરાં જીવતાં નહોતાં. કૃષ્ણ સાનિધ્ય અર્જુને તે સ્ત્રીને પાંજરે પુરી ત્યાં બાળક મરેલું અવતર્યું. શ્રીમદ્ ભાગવત.

૧૧૨-આમા હવાની વિષમતાથી યુરોપિયન વધારે જીંદગી કદી ભોગવતા હોય તોય શરીર રક્ષાથી તેમને લાભછે.

ધર્મ પાળિએ *જ્ઞાનવણ, તોય સ્વતઃ ફળ થાય;
જેમ ગોળ લાગે ગળ્યો, અંધારે ખાતાંય. ૧૧૯
નીચ જાતિમાં જન્મ પણ, નીચ ન પ્રભું નિકેત;
રોહિદાસ ચંડાળ પર, હતું હરીનું હેત. ૧૨૦
નર નારીનો ભેદ પણ, નથી પ્રભુને ઘેર;
મિરાંબાઈ અબળા ઉપર, હતી હરીની મ્હેર. ૧૨૧
નથિ વય ભેદ પ્રભુ ધરે, વૃદ્ધ યુવા કે બાળ;
બાળ ભક્ત પ્રહ્લાદ ધ્રુવ-ઉપર તુઠેલ કૃપાળ. ૧૨૨
સબળથિ અબળ ઉપરે અધિક, હરિનું હેત હમેશ;
નાના નિર્બળ સુત ઉપર, પ્રસુ*માયાળુ વિશેષ. ૧૨૩
સુખિયાંથી દુખિયાં અધિક, હોય હરીના ભક્ત;
માત પિતાને આશરે, રે' શિશુ અંધ અશક્ત. ૧૨૪
જ્ઞાન વિના ભક્તી નહીં, ભક્તિ વિના નહીં જ્ઞાન;
જ્યમ સાયં ન વિહાન વણ, સાયં વણ ન વિહાન.૧૨૫
સૂક્ષ્મ બુદ્ધિ જેને નથી, તેને શું કરે ગ્રંથ?
આરસિમાં મુખ અંગને, ક્યાંથી દેખે અંધ? ૧૨૬
ડોળઘાલુ પ્રભુ પણ દિસે, જુઓ ધરીને ધીર;
તન શોભાવે છે ત્વચા, મહિં તો માંસ રૂધીર. ૧૨૭
વૃદ્ધ મરે ત્યારે હસે, મૂરખ જોબન વાન;

---

* આ મતનો વિરોધી આ પ્રકરણનો ૮૮ મો દોહરોછે.

૧૨૦-૧૨૧-૧૨૨-રોહીદાસ, મીરાંબાઈ, પ્રહ્લાદ અને ધ્રુવ ઉપરઇશ્વર પ્રસન્ન થયેલા એવું રૂઢીમાં મનાયછે. સત્યઇતિહાસ તરીકે હું માનું છઉં એમ નહીં. પણ લોક મતેજ ઇશ્વર એવા ન્યાયી મનાયછે એ સારૂ સુખદાયક છે. * માબાપ.

૧૨૬—यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम्?
लोचनाभ्यां विहीनानां दर्पणो किं करिष्यति?

પીંપળ પાન ખરી પડ્યે, કુંપળી હસે અજાણ. ૧૨૮
લોભી ગુરૂ શિશ લાલચૂ, બેઉ નર્કમાં સ્થીત;
અંધે દોર્યો અંધને, ખાડે પડે ખચીત. ૧૨૯
અજા[1]હરિહર નામો પ્રથક્, મનુષ કવિથિ કલ્પાય;
જ્યમ ઉંચુ નિચું અવકાશમાં, ઉપાધિથી ઉચરાય. ૧૩૦
નહિ નિરખાય નજીકનું, દુરમાં દોષ ભળાય;
નભમાં દોડે વાદળાં, વિધુ[2] દોડતો જણાય. ૧૩૧
ભિન્ન ભિન્ન મત પંથ પણ, હેતુ સર્વનો એક;
પડછાયો સરખો, પ્રથક્-રંગનિ વસ્તુ અનેક. ૧૩૨
ઉપા[3]સકોની નીવડે, નીતિ ઉપાસ્ય[4]સમાન;
કૃષ્ણ ભક્ત વૈષ્ણવ વિષે, જ્યમ વ્યભિચાર [5]નિશાન. ૧૩૩
વ્યાપક વિષ્ણુ ન સંભવે, સમજણમાં સાકાર;
આકારી વ્યાપક નહીં, કપાય દેતાં ભાર.
સાકારી બધું સાચવે, વિસ્તારી નિજ નુર;
બધું ઉજ્વળ કિર્ણે કરે, રવિ નભમાં રહિ દુર. ૧૩૪
ઈંડામાં સાકારિ હરિ-પેસિ સૃજે જિવ કેન?

---

૧૨૯-લોભી ગુરૂને લાલચુ ચેલા, દોનુ નર્કમાં ઠેલંઠેલા. અખો.
૧૩૦-હાલની ફિલસુફી એવી છે કે આકાશમાં કોઈ ચીજ ઊંચી નીચી કહેવાયજ નહીં. માત્ર દુર કહેવાય. પણ આપણે જ્યાં ઉભા છીએ તે સ્થળની ઉપાધીથી ઉંચું કહેવાય છે. તેમ માનવ કવીઓ ગુણની ઉપાધી બ્રહ્મમાં યોજી તેના ત્રણ વિભાગ પાડે છે.
૧૩૪-હું સાકાર પક્ષમાં નથી તોય અહીં જે લખ્યુંછે તેતો અમસ્થું લખ્યુંછે. કેમકે એ વિષે તો મહાવાદ છે. તેનો નિર્ણય આટલે ટુંકે વિવેચને નજ થાય. પણ સહજ પ્રસાદી.

૧. બ્રહ્મા, વિષ્ણુ, શંકર. ૨ ચંદ્ર. ૩ ભજનાર. ૪ જેને ભજાય તે દેવ. ૫ મુદ્દો, મધ્ય બીંદુ.

કીર્ણુ ઉપાધી વાદળે, કરે પ્રકાશ ન જેમ. ૧૩૫
કૃતિ ન બને કર્ત્તા વિના, સ્વયં[૧]ન વિશ્વ વિચીત્ર;
જેમ ચિતારા વણ કદી, નહિ ચિતરાય સુચિત્ર. ૧૩૬
ભિન્ન ભિન્ન ભાષા સ્તુતી, પ્રભુજ[૧]સમજવે શક્ત[૨];
તો તો કહે શિશુ તોતળો, સમજે માતા ફક્ત. ૧૩૭
નિત્ય હોય સત્સંગ તો, રહે હૃદય નિષ્પાપ;
રોજ રોજ પટ[૩] ધોઇએ, તોજ રહે તે સાફ. ૧૩૮
ટળે સુસંગતી બાળને, તો ઝટ બગડી જાય;
વખતસર ન વરસાદતો, નાના છોડ સુકાય. ૧૩૯
લવ[૪] સત્સંગ વડે સદા, પુનિત[૫] રહે બુધ[૬] પાત્ર;
મોટા છોડ લીલા રહે, પડતાં ઝાકળ માત્ર. ૧૪૦-૪૦૧



# પ્રકરણ ૪ થું.

## जन स्वभाव.

### દોહરા.

### સ્વાર્થ.

સ્વારથ વખતે સુજ્ઞ પણ, તજે ધર્મ નિતિ ભ્રાત;
રામે વાળીને હણ્યો, કપટ કરી નિજ હાથ. ૧
પોતાને સુખ તો બિજા-દુખે ન કો દિલગીર;
માથેથી ઉતરી હજો, સગા બાપને શીર. ૨

---

૬ પોતાની મેળે.

૧૩૬—जगतां यदिनो कर्त्ता कुलालेन विनाघटः।
चित्रकारं विना चित्रं स्वतएव भवेत्तदा ॥

૧ પ્રભુ એકજ. ૨ શક્તિમાન. ૩ વસ્ત્ર. ૪ થોડો, જરા. ૫ પવિત્ર. ૬ વિદ્વાન.

૧૩૭-તોતળા મુખ તંન, તોતો તો કહે મા; } વલ્લભ
અર્ભક માગે અન્ન, નીજ માતા મન લેમા } ભટ્ટ.

સ્વાર્થ હોય તો સર્વ જન, સેવન કરે સદાય;
બળદ જનેતા તે થકી, ગરવિ ગાય વંદાય. ૩
આવે બહુ જન બેસવા, ધનવાળાને ઘેર;
જ્યાંહિ ગોળ ત્યાં માખિયો, બણબણશે બહુ પેર. ૪
દોલત વાળાથી અહીં, દુનિઆ સર્વ દબાય;
હેમ ચૂડલા વાળિથી, દાતણ વાળિ ઘસાય. ૫
ધન મળતાં જન સૌ નમે, ધન ટળતાં ખસિ જાય;
ઉગતો રવિ પૂજાય છે, આથમતો ન પુજાય. ૬
સાક્ષિ સબળની સૌ પુરે, નિર્બળ ભેગું ન કોઈ;
બેસિ જાય સૌ જગત્માં, ચાલતિ ગાડી જોઈ. ૭
સમરથનો સંસારમાં, નિરખું ન્યારો ખેલ;
જાઝું જમે ધનવંત તો, કહે ખાવેલ પિવેલ. ૮
સર્વ રિતે સમરથ તણું, બહુ સારૂં બોલાય;
ભુખ્યા વાસનાના કહે, થોડું જમ્યે વખણાય. ૯
ધન હીણાને સૌ હસે, વસે ધનીશું એન*;
ગરિબનિ વહુને ભાભિ કહે, કહે ધનવતીને બેન. ૧૦
ગરજ ગળી સાકર થકી, સૌ જાણે સંસાર;
કાકો ગર્ધવને કહે, ગરજે સુગ્ન ગમાર. ૧૧
પોત પોતાનું સૌ રડે, એવિ જગત્ જંજાળ;
બાળ રૂવે જ્યમ જન્મતાં, હસે‡ સર્વ તે કાળ. ૧૨
સ્વારથિ સઘળો સ્નેહ છે, સ્વારથિયું ઘર સુત્ર;
વ્હાલો માત પિતાયને, લાગે કમાઉ પુત્ર. ૧૩
સમરથ ને શ્રીમંતની, નિંદા ન કરે કોઈ;

---

૩-આ દેશની મુખ્ય આધાર ખેતી, અને ખેતીના બળદ આધારછે. પ્રાચીનકાળમાં ગાયની પુજા એ કારણથી ચાલતી કરી હોય એવું જણાય છે.

* સારી રીતે.　　　‡ બાળક જન્મતાં પોતાના દુખને રડે ને લોકો પુત્ર જન્મ ગણી ખુશી થાય.

નર્ક ઉપર રવિ કિરણ પણ, શીશ નમાવે² જોઈ. ૧૪
મોટાના મ્હા દોષની, કોઈ કરે નહિ વાત;
ભક્ષિ ભવાની માંસની, તોય કહે સૌ માત. ૧૫
અવગુણ કદિ જોવાય નહિ, જે ઉપયોગી હોય;
ઘરમાં રાખે અગ્નિને, કદિ ઘર બાળે તોય. ૧૬
અવગુણિને પણ સૌ ચહે, માંહિ માલ જો હોય;
ગાય દૂધ સામું જુએ, પાટુ સામું નહિ જોય. ૧૭
જેને જ્યાં છે લાગતું, તાણે તેનું તેજ;
બંધુ મુએ કુટણા વિષે, બેન મણા ન મુકેજ. ૧૮
લેણ દેણ જ્યાં હોય ત્યાં, ખાટું મંન ખચીત;
પ્રીતિ નહીં પિત્રાઇમાં, માશિઆઈમાં પ્રીત. ૧૯
ભાગ વેંચવા હોય ત્યાં, ઠીક ન ચાલે ઠેઠ;
માઠું પુકારે માળિએ-ચડિ કાકીનું પેટ. ૨૦

## પ્રીતી.

પ્રેમિ આંખ દોષ ન જુએ, ભાવિક ભુલે સદાય;
મ્હારાજો વ્યભિચારિ પણ, વૈષ્ણવ ભાવ ન જાય. ૨૧
ગુણ પ્રમાણે પ્રીતડી, સ્વતઃ સૃષ્ટિમાં થાય;
ગણિકાને ગણિકા ગમે, સતિને સતી સુહાય. ૨૨
વ્હાલાં થાય વિજોગિ તો, વધે વ્હાલની આંચ;
યક્ષ વિજોગી વા'લને, મેઘ દૂતમાં વાંચ. ૨૩
પ્રેમિ વિયોગી થાય તો, પ્રેમ વધે બહુ પેર;
જેમ વિદેશી સ્નેહિઓ, ભેટે ઊલટ ભેર. ૨૪
દૂર પડે જન પ્રેમિ તો, દિન દિન પ્રેમ ઘસાય;
કરણ પ્રેમ કોલા ભુલી, આપિ યવનને કાય. ૨૫

---

૨ રવીને નમે.

૧૪—૧૫—समरथ को नहि दोष गुसांई ।
रवि पावक सुरसरिकी नाई ॥
तुलसीकृत रामायण.

જીવ જાય મળિ એકઠાં-રે'તાં રૂડી રીત;
દૂધ પાણિ સાથે વસે, તો સંપૂરણ પ્રીત.*　　૨૬
ડોળ ધાતુ પ્રીત બહુ દિપે, પણ નભશે નહિ નિત્ય;
રંગ કસુંબલ ભભકિને, ઉતરી જાય અચીત.　　૨૭
જે પ્રતિ પ્રેમ કરે નહીં, ત્યાં જાતાં નહિ ક્ષેમ;
મરે પતંગ દિવે પડી, એક તરફિ કરિ પ્રેમ.　　૨૮
જે જનને ખુબ ચાહિએ, તે ચાહે ન પ્રતીત;
જેમ ખોટનો દીકરો, કહ્યું માને ન અચીત.　　૨૯
બગડે લૂખાં લાડથી, પશૂ પ્રેમદા બાળ;
કૈકે ને દુર્યોધને, કાપિ કુટુંબી ડાળ.　　૩૦
મોહ થયો ત્યાં અવગુણો, જોયાનું નહિ જોર;
દેખિ શકે નહિ કાંઈ દિન, ચંદ્ર કલંક ચકોર.　　૩૧
પ્રેમી જન વછુટે નહીં, વછુટે તો જિવ એક;
જીવ વિના કાયા જુદી, નહિ જીવે તજિ ટેક.　　૩૨
જેને જેમાં પ્રેમ બહુ, તેને તેનુંજ કામ;
હનુમાને મોતી તજી, કહ્યું આમાં× ક્યાં રામ?　　૩૩
પડ્યાં જુદાં મન પ્રીતમાં, મળે નહીં કોઈ વાર;
હીર ગાંઠ પડિ તે પડી, નવ છૂટે નિર્ધાર.　　૩૪
ઉર ઉપજ્યો ધિક્કાર ત્યાં, ભાવ ફરી નવ થાય;
વમન થયા પછિ વદનથી, થુંક્યું તે ન ગળાય.　　૩૫

---

*કેટલાક એવું કહેછે કે પ્રેમી જૂદાં પડે તો પ્રેમ વધેછે ને કેટલાક એવું કહેછે કે ભૂલાઈ ભુંસાઈ જાય છે.

૨૯-પ્રતિ-સામો પ્રેમ ન કરે. જેના ઉપર આપણે પ્રીતિ કરીએ તે આપણા ઉપર પ્રીતિ રાખે એનો કાંઈ મેળ નથી. વખતે એથી ઉલટું નીપજે છે. જેને બહુ ચાહીએ તે તરછાડે છે.

×સીતાએ હનુમાનને મોતી બક્ષીશ આપ્યાં. તેણે લઈ ફોડી નાખ્યાં ને આમાં ક્યાં રામ છે? એમ પૂછી ફેંકી દીધાં એવી કથાછે.

ન ગમ્યું તેજ ગમે નહીં, કરતાં કોટિ ઉપાય;
‡ઊસરમાં ઊગે નહીં, છો વૃષ્ટી બહુ થાય. ૩૬
મન ફરી મળતાં નથી, જ્યારે જૂદાં થાય;
ફુટેલાં મોતી અરે, સાંધ્યાં નવ સંધાય. ૩૭
પ્રથમ પ્રમાણે નવ મળે, જો મેળવિએ મન;
તુટક ત્રાગડો સાંધતાં, પડશે ગાંઠ *સઘંન. ૩૮
હીર દોર બહુ જોરથી, તાણ્યે તૂટી જાય;
ગાંઠ પડે પછિ સાંધતાં, પણ હતિ તેવિ ન થાય.
આપે કવિજન ઊપમા, ઇત્યાદિક શુણ મિત્ર;
પણ નથિ દુર્લભ બુદ્ધિથી, કંઇએ કામ વિચીત્ર.
આગ ગાડિને તારના, બન્યા બુદ્ધિથી એલ;
ફૂટ્યું મોતી સાંધવું, બુદ્ધી આગળ સ્હેલ.
મોઢે કદી ચઢાવિએ-વાંઝી વસ્તુ, દુખદેણ;
હેમનિ પાળી પેટમાં, મારંતાં જિવ લેણ. ૩૯
સગપણ છુટે ન છોડતાં, છૂટે પ્રાતિ અનૂપ;
સગપણ તો સોનું ખરૂં, પ્રીતી પિતળ સ્વરૂપ. ૪૦
કપટ કરો નહિ પ્રીતિમાં, કપટે જુદાં ઊર;
દૂધ પાણિની પ્રીતડી, છાશ કપટથી દૂર. ૪૧
કોઈ કદી નિરખે નહીં, આશ્રિતના ગુણ દોષ;
શંભુ શિરે શોભે સદા, ચંદ્ર કલંકજ કોષ. ૪૨

## મનની વીચીત્રતા.

અક્કલ અંધારે ખપી, જોતાં એમ જણાય;
સૌ સૌના મનમાં બધે, સવાશેર સમજાય. ૪૩
સમજે નરે ઘરમાં રહી, પોતાને પંડીત;
ગણે કુવાનો દેડકો, કુપને ઉદધિ[1] ખચીત. ૪૪
કોઈ પ્રથમ માને નહીં, પાછળથી પસ્તાય;
કુંવારો કોડે મરે, પરણેલો પીડાય. ૪૫
જગત નમૂનો નાટકી, ભિતર[2] નવાઈ નિકાય[3];

‡ ખારો. * મજબૂત. ૧ સમુદ્ર. ૨ અંદર. ૩ ઘણી.

નહિ જોયું પસ્તાય તે, જોયું તેય પસ્તાય. ૪૬
ટાઢું ઉનું સદે નહિ, ખ્યાત અજાયબિ બાળ;
વંઝા સુત માટે રુવે, દિયે પ્રસૂતા[૪] ગાળ. ૪૭
કહિએ જો જડ, જાનવર, તો કોપે જન જાત;
પણ કવિ આપે ઊપમા, કોઈ ખિજે નહિ ખ્યાત.
શુક ચંચુ સમ નાસિકા, અંબુજ[૫] સમ મુખ આંખ;[૬]
દાડમ કળિ સમ દાંતને, ભવાં ભ્રમરની પાંખ.
વાત નજીવી સુત્ત પણ, ખેંચે છે કોઈવાર;
પારશિમાં ટોપી વિષે, બ્યર્થ વધી તકરાર. ૪૮
પોતાનાં જનને પિડે, નબળાં જંન જરૂર;
નબળો માટી હોય નિજ-રાંડ ઉપર બહુ શૂર. ૪૯
નિર્બળ ઘરનાંને નડે, દુશ્મનને ન નડાય;
સ્ત્રી નિર્બળ છાતી કુટે, જમ સાથે ન લડાય. ૫૦
કરે આપથી તોય પણ, મુકે ભાગ્ય શિર વાંક;
ખાય કુંભારનિ રીસમાં, માર ગધેડી રાંક. ૫૧
બ્યસનીને બ્યસનિ ન હસે, જ્યારે ગૂણ સમાન;
કુંડાને કથરોટ ક્યમ-હસે તજી નિજ ભાન? ૫૨
જેવું જેના મંનમાં, તેને તેવિ પતીત;[૧]
કમળો જેની આંખમાં, પેખે સઘળું પીત. ૫૩
નિજ અવગુણ કોઈ ન જુએ, પરથી ઝટ જોવાય;
નિજ દૃગથિ[૨] ન મુખ દેખિએ, દર્પણથી દેખાય. ૫૪

---

૪ પુત્રવતી. ૫ કમળ. ૬ પોપટ. ભમરો જનાવર ને કમળ જડછે તેવા મનુષ્યને કવી કહે તોય ન ખીજે, ને અમસ્થો જડકે જનાવર કહેતો ખીજછે!

૪૯-ડાક્તર ધનજીશાહ પારેખની અંગ્રેજી ટોપી વિષે યુદ્ધ. મુખ્ય યોદ્ધા રાસ્તગોફતાર ને જામે જમસેદ.

૧ ખાત્રી, વિશ્વાસ. ૨ આંખ.

૫૨-પોતાના સમાનને ન હસવું ને વિરૂદ્ધને હસવાનો જે સ્વભાવ તે મનનો એક ફાટોજ લો.

સમજ્યું અણ સમજ્યું કુટે, સાંભળેલું સૌજન;*
જૂઠ સાચની ખબરનો, કરે તપાસ ન મંન.
એક જણે આવી કહ્યું, જણ્યું કીડિએ ઉંટ;
વાત પ્રસરિ ગઈ ગામમાં, એવાં માણસ મૂઢ. ૫૭
પરના ગુણ અવગુણ તણી, કરે વધારી વાત;
સાચ ખોટ ખોળે નહીં, એવી માણસ જાત.
ભાઈ બેન ઊભાં રહી, કરે માર્ગમાં વાત;
શક એનો આણે અરે! પાપ મતી જન જાત.
સૌ પોતાનાં મંનમાં, ગરિબ છતાંય અમીર;
ઘોબીનાં બાળોતિયાં, જે રાણીનાં ચીર. ૫૮

## રૂઢી.

અવસરનાં ગિત અવસરે, ગોઠે નેજ ગવાય;
કેમ મરણનાં છાજિયાં, લગને લલકારાય? ૫૯
અબળ સબળને અનુસરી, પાછળથી પસ્તાય;
લાંબા પાછળ જઈ ટુંકો-મરે ન, માંદો થાય. ૬૦
ભાગ્યાના ભેરૂ દિસે, મુદ્દે મનુષ તમામ;
ડાહ્યા જનને ડામ દઈ, દે ગાંડાને ગામ. ૬૧
સમરથનું સંસારમાં, દૂષણ ભુષણ ભણાય;
નગ્ન અમંગળ વેશ પણ, શંભુ જોગી રાય. ૬૨

---

* જગત જિતાય ન કોઇથી, ભલે રાય કે રંક;
સતિ સીતાની ઉપર પણ, કૂડાં ચડ્યાં કલંક. ૫૫
ભલા જને નહિ ભૂલવું, સાંભળિ સૌના વાત;
સાચી તે ખોટી પડે, આવિ પડે પંચાત.
દુનિઆની એ રીત છે, જશ અપજશ બોલાય;
ગામ મુખે ગરણું અરે! બાંધ્યું નવ બંધાય. ૫૬

૬૧-૭ સાત આઠનવ એ દોહાથી આ દોહો વિરૂદ્ધ છે. ડાહ્યાને ડામ ને ગાંડાને ગામ એવી કહેવતછે તે કોઈ કાળે ખરીછે.

દોષ ન દેખે દુનિઆ, દૈવ ગતીથી ગાળ;
સિતા અહલ્યા દ્રૌપદી-સતી, છતાં શિર આળ. ૬૩
સર્વ અશુભને શુભ ગણે, તો તે શૂભ ગણાય;
જુઓ બિભત્સ ઉપાસના, શીવ શિવાનિ કરાય. ૬૪
રૂઢિ બળથી વ્યભિચારિણી, સતી સમાન ગણાય;
યયાતિ પુત્રી ચાર પતિ-વરિ કન્યા કહેવાય! ૬૫
દેશકાળ રૂઢિ રાજ્યમાં, નિંદ્ય અનિંદ્ય ગણાય;
પરણિ પાંચ પતિ દ્રૌપદી, પણ વેશ્યા ન વદાય. ૬૬
જે કાળે જેવી રૂઢી, તે કાળે તે થાય;
સગી બેન પરણ્યા પૃથુ, પણ પાપી ન કથાય. ૬૭
કુંતા સિતા મનોહરી, દ્રૌપદિ ગૌતમ નાર;
તારા સહિત છએ તણાં, સતી નામ નિર્ધાર.
કેવળ શુદ્ધ રહી નથી, એમાંથી એકકેય;
ચડ્યાં કલંક બધી ઉપર, તોય સતી સૌ કહેય.
કુંતાએ પ્રસવ્યો કરણ, હતી કુમારી ત્યાંજ;
પુત્ર પારકા પેટના, પરણી ત્રણ પ્રસવ્યાજ.
રાખિ સિતાને રાવણે, અલ્પકાળ નિજ ઘેર;
તેથિ ખુબ નિંદાઇને, જાનકિ થઇ જાહેર.
રૈયતની નિંદા નિમિત, બીજિવાર વસિ વંન;

---

૬૩-શિર આળ છતાં સતી કહેવાય છે.

૬૪-ઉમા મહેશ્વરની પ્રતિમા નથી પૂજાતીપણ+++પૂજાયછે

૬૫-ગાલવ રૂષીએ યયાતીની પુત્રીને ચાર ઠેકાણે વેચી. ચાર ધણીથી ચાર પુત્ર ઉપજાવ્યા. છેવટ એ કન્યા માટે સ્વયંવર રચ્યો. એ કથા મહાભારતમાં છે.

૬૭-પૃથુની કથા શ્રીમદ્ભાગવતમાં છે. પૃથુ ઇશ્વરના અવતારી મનાયા છે. તે પોતાની સગી બેન અર્ચિસાથે પરણ્યા હતા.

ઘેર આવિને છેવટે. એજ માટે તજ્યું તંન.‡
પતિ મરતાં મંદોદરી, પરણિ દિયરની સાથ;
તારાએ પણ તેજ કિધ, કપિ સુગ્રીવ સંગાત.
ઈંદ્રે ભુલવી ભોળવી, અબળ અહ્લાનેજ;
દ્રૌપદીએ પતિ પાંચ કિધ, કહેવાય સતિ તેજ !૧
અપજશ પણ વિસરાયછે, પડ્યે વખતનો આંચ;
જેમ પટેલનું થીગડું, વગોવાયું દિન પાંચ. ૬૮

પ્રકૃત્તિ ભાવ.*

રૂપ રૂડું અક્ષર રૂડા, ચિત્ત હરે તત્કાળ;
જોડે રૂપિઓ કોયલો, લહે રૂપિઓ બાળ. ૬૯
સંસારી સન્યાસિ સૌ, રૂપ ઉપર રળિઆત;
રંગ કમંડળનો રૂડો, ત્યાગિ રખાવે ભાત. ૭૦
રોનારાને મનવતાં, વધતો આંસૂપાત;
રોતિ હતી ને પિયરિયાં-મળ્યે વધિ બ્યમ વાત. ૭૧

‡ રામાયણના અંતે સીતા પૃથ્વિમાં સમાઈ ગઈ છે. પોતાની નિંદાથી શોકાતુર થઈ એ કૃત્ય કર્યુંછે.

૧ દ્રૌપદીએ પાંચ પતી કર્યા તે અર્વાચીન રૂઢીથી ઉધું કાર્ય છે. પણ તે કાળે ખોટું મનાયું હશે નહીં. વ્યાસે દ્રુપદને ખોટું માનતો ચીતર્યોછે તે પછીના કાળની અસર હશે. મંદોદરી ને તારાએ દેરવટાં વાળ્યાં તે આજની ઉંચ જાતિથી વિરૂદ્ધ રૂઢી ભાસે છે. અહલ્યા ને સીતા તો પ્રાચિન અર્વાચિન બંને રૂઢીથી નિર્દોષ છે. અજ્ઞાનતા ને બળાત્કાર એ દોષ નથી. તથાપિ તે કાળે નિંદાયાં છે. કુંતાનું કર્મ હાલની રૂઢીનું વિરોધી છે. પણ તે કાળે નિયોગ વ્યભિચાર નહિ ગણાતો હોય. પતી છતાં પરનરથી પુત્ર ઉપજાવવાના દાખલા મહાભારતમાં બીજાપણ મળેછે.

૭૦—ત્યાગી પુરૂષો કમંડળુ ઇત્યાદિ જણસો રૂપાળી રાખેછે.

*આ પ્રકૃત્તિભાવ તે સ્વભાવજ છે પણ સહજ કારણથી આ જૂદું પેટું પાડ્યું છે.

જતાં જુલમિ હેઠળ બધા નિર્બળ સબળ ઘસાય;
સરસ નરસ જોયા વિના, સૌ તિર્થે મુંડાય. ૭૨
તદન ન સુધરે પ્રકૃતી, સદ્વિદ્યાથી ભ્રાત;
ચપળ મટે નહિ વાંદરૂં, કેળવતાં બલિ ભાત. ૭૩
તાણિ તાણિ હદ આવિ રહિ, પછી વધે નાહ વાત;
ભર ઊપર ભારો ચડે, પણ ભર ચડે ન ભ્રાત. ૭૪
ઠપકો દિયે હિતસ્વિઓ, તેનો ખેદ ન થાય;
જેમ ગાળ જનિતા તણી, ઘીની નાળ ગણાય. ૭૫
સૌનિ ખુશામત જે કરે, તેને સર્વ ચહાય;
લીંબૂનું પાણી બધાં-શાક વિષે બળિ જાય. ૭૬
ગોલાને ગાળો દિયે, રિસે ચડી રાજાન;
રીસ ચડે કુંભારને, મરડે ખરિના કાન. ૭૭
ભાર બોજ કંઈ રાખિએ, રાંક ન થઇએ રોજ;
હરદમ હસતાં આવશે, ખસતાં મુકિએ તોજ. ૭૮
નહિ ચિંતા નઘરોળને, ચાતુર ચિંતા ચિત્ત;
ગાંડા જન ગમ્મત કરે, ડાહ્યા ખિન્ન ખચીત. ૭૯
શાંત ધીર વૃદ્ધો દિસે, જુવાન ક્રોધિ જણાય;
કાચી કેરી ખાટિ પણ, પાક્યે ગળિ થઈ જાય. ૮૦
હિંમત જોબન સાથ રે', વૃદ્ધપણે વહિ જાય;
જેમ કાચિ કેરી કઠણ, પાકલ પોચિ જણાય. ૮૧
સ્વાપરાધથી[1] દુખ સહે, દે ન કોઈને દોષ;
ઠેશ વાગતાં જઈ પડ્યો, કરે કોનિ પર રોષ ? ૮૨
જેને આવે મફતનું, તે જન હોય ઉદાર;
મફત જળ મળે મેઘને, વરસે અનરાધાર. ૮૩
લૂટ વિષે લક્ષ્મી મળી, તે જન થાય ઉદાર;

૭૩—स्वभावोयादृशोयस्यनमुंचतिकदाचन।
नहिशिक्षाशतेनापिकपिर्मुंचतिचापलम् ॥

૧ પોતાનો વાંક.

ભંડારો ભૂપાળના, ખાલિ નિત્ય નિર્ધાર. ૮૪
વગર મ્હેનતે, જે મળ્યું, તે ઝટપટ ઉડિ જાય;
જીતે અધિક જુગારિ પણ; લક્ષપતી નહિ થાય. ૮૫
વિત્ત મળ્યું પરિશ્રમ વિના, તેનું મૂલ્ય નથીજ;
સટ્ટોડિઆ જુગારિઓ, થાય ઉડાઉ અધીક. ૮૬
પૈસો પરશેવા તણો, બાજબિમાં વપરાય;
એકુતને વેપારિધન, નહિ ઝટપટ વહિ જાય. ૮૭
ધાડ પડે ધોળે દિયે, તે ક્યમ કરિ સંખાય?
દેખી જેમ ખમાય નહિ, આંજી કદી ખમાય. ૮૮
એકવાર મોટપ મળી, મોટું સદા તે મિત્ર;
સુર[૨]નદિમાં મદિરા મળે, ગંગ પરંતુ પવિત્ર. ૮૯
દૃઢતા મનુષ સ્વભાવની, અચળ નહીં દિનરાત;
વ્યાસ ગણેશ સમાનની, બુદ્ધિ ચલિત થઈ ભ્રાત. ૯૦
મોટપણે પછિ નહિ મળે, ટેવ પડી જે ટૂંક;
કાના નવ પાકે ઘડે, ચડે કરંતાં કૂટ. ૯૧

સામાન્ય.

જેવું જુએ તેવું કહે, એ આલમની રીત;
કૌરવને કપટી કહે, કરિ પાંડવ પર પ્રીત. ૯૨
દોષ રહીત ન દેવ પણ, ખરેખરો સિદ્ધાંત;
માળા માણસ મુંડની, પેરે ઉમિયા કાંત. ૯૩
અખિલ અવનિમાં શોધજો, મૂરખથી પંડીત;
દોષ રહિત નહિ દેખશો, માણસ કોઈ ખચીત.

---

૨. ગંગા.

૯૦—शास्त्रकर्ताऽभवद्व्यासो लेखको गणनायकः।
तयोःस्खलिताबुद्धिर्मनुष्याणांतुकाकथा?

૯૨—૫૭ તથા ત્યાંના ખાલી દોહરા વિરૂદ્ધ આ દોહરો છે. જન સમાજથી સદૈવ ન્યાય મળતો હોય એમ હું માનતો નથી. ઘણાં નિર્દોષ મનુષો નિંદાઈ સદોષ ગણાઈ જાયછે.

માણસ માત્ર અપૂર્ણ છે, પૂર્ણ હોય નહિ કોઈ;
કરો વિચાર વિવેકથી, દિલમાં દિનનિશ જોઈ.
માગે નહિ શરમાઈ તો, વેઠે અડચણ યાર;
માતા પણ માગ્યા વિના, નહિ પિરસે નિર્ધાર.　　૯૪
અમલદારનો ખમિ જુલમ, જુલમિ અમલથી થાય;
વહુ સાસુના વેઠિ દુખ, નિજ વહુપર દુખદાય.　　૯૫
ધાડું પડ્યે ધન હીનને, નહીં ધ્રાશકો થાય;
ખાશે બંદા ખીચડી, હશે એનું વહિ જાય.　　૯૬
મૂખ જોઈ ટીલું કરે, વાંક નહીં નવટાંક;
છાણ તણા જો દેવને કપાશિઆની આંખ.　　૯૭
સૌ મુખ જોઈ ટિલું કરે, નમે ન ખોટો ડોળ;
ગોળ ગધેડાને ન દે, દે ઘોડાને ગોળ.　　૯૮
જેની બુદ્ધિ સ્થિર નથી, બોલે ફર્યું સદાય;
સોડા વાટરનો સિસો, આમ તેમ ઢળિ જાય.　　૯૯
ઉપર ઉપર ભભકો કરે, ડોળ ઘાલુ દુનિઆય;
બહુ જુનું બોતાનું બધે, પાઘડિમાં બંધાય.　　૧૦૦
નિર્મળ બુદ્ધી બાળની, સંગ પ્રમાણે રંગ;
કાચ ગુલાબિ ભળાય જો, પડે ગુલાબ પ્રસંગ.　　૧૦૧
ખરે ખરો ભય હોય ત્યાં, ફળ લેવા નહિં ધાય;
દધિમાં માયા દેખિને, નાવ થકિ ન ઠેકાય.　　૧૦૨
શઠ સાધુને ક્યમ બને? સહજ સ્વભાવિક વેર;
મિનિ મૂષક ભેગાં કદી, રહે ન જિરવી ઝેર.　　૧૦૩
મિયાં અને મ્હાદેવથી, સાથ કદી ન વસાય;
એક મ્યાનમાં જેમ બે, તરવારો ન સમાય. ૧૦૪-૫૦૫



૯૫—ઉપરીનો જુલમ ખમીને પાછો પોતે જુલમી થાય છે. જુલમથી કેવું દુઃખ થાયછે તેનો અનુભવ થયો હોય તોય.

# પ્રકરણ ૫ મું.

## राज्य तथा ब्रिटिश सरकार.

### દોહરા.

નીચ નૃપતિ નિચ મનુષને, દે ઉંચા અધિકાર;
હલકિ ઓજને ત્રાજવું, ઉંચે ચડાવે ભાર. ૧
રાજ્ય ઘણાં ઉંધાં વળ્યાં, દુષ્ટ સલાહથિ સાફ;
ગયું પેશવાનું બધું, એ ત્રંબકજિ[૧] પ્રતાપ. ૨
જબરાના ઝગડા વિષે, નિર્બળ નોય નિપાત[૨];
કરણ મરણ સાથે ગયું, તુરક હાથ ગુજરાત. ૩
પ્રેમિ નૃપે પ્રેમી પ્રજા, પિતા પુત્ર સમ ચાહ;
વોલંટિયર[૩] વિલાયતે, પણ અહિં ક્યાંથી થાય? ૪
હલકાને હોદ્દો મળે, જુલમ કરે સૌ જોય;
વઢકણિએ દિકરો જણ્યો, શું પછિ બાકી હોય? ૫
બહુ જુલમી અધિકારિને, કોણ વારવા જાય?
વાઘ કને જઈ કોણ કહે, મુખ તારૂં ગંધાય? ૬
કરે ઉદ્યમી એકઠું, ઝુંટે જુલમિ નૃપ એહ;
ભાગવશે ભારીંગ દર, ઊંદર ખોદે જેહ. ૭
પરાક્રમી નરની પ્રજા, પરાક્રમે વિકાળ;
કોણ કેશરી બાળની, ઝીલી શકશે ફાળ? ૮
કર લેવા તૈયાર નૃપ, હક દેવા ન ચહાય;
લેતાં સૌ લક્કડ બને, દેતાં પથ્થર થાય. ૯
રાજકાજ મેલાં ઘણાં, પાપ વિષે પ્રખ્યાત;
ભ્રાત હણે નિજ ભ્રાતને, મારફાડની વાત.
પિડ પ્રજાને દેશિ નૃપ, ઈંગ્લિશને ન પિડાય;
ફોડી નાખે હાંડલાં, ઓખરિ ડાંગ સદાય. ૧૦

---

૧ ત્રંબકજી ડેંગળા. ૨ મોત. ૩ વગરપગારનું લશ્કર, સ્વદેશાભિમાનથી સુધરેલ દેશમાં થાયછે. પણ અહીં यथाराजातथाप्रजा.

રાજે ભભકો* ઉપરનો, દેશી રાજ્ય અધીક;
મોર પિંછે રળિઆમણો, બાકી તો છે ઠીક. ૧૧
દેશી રાજ્યમાં દાણના, જુલમો ગજબ ગણાય;
નવ કોળે રિત તેરની, વદાય તેવું બળાય. ૧૨
જુલમી જડજો જગતમાં, બેઉ તરફથી ખાય;
કાશીનું કરવત જુઓ, આમ તેમ વહિ જાય. ૧૩
જુલમિ રાજ્યમાં જૂલમી, અમલદારનું જોર;
જગમાં રાણા રાતના, જેમ ઘુવડને ચોર. ૧૪
ન્યાય ચુકવવા નીચને, સોંપે દુખ ઉલટુંજ;
બે બિલાડિએ કપિ કને, જઈ ઉલટું ખોયુંજ. ૧૫
અવળા પગ સરકાર દર-બાર તણા કહેવાય;
રૂઠે તો રૂઠે અને, ત્રૂઠે તો દુખ જાય.
ધણિ પધરામણિ ઉપરિની, પીડ પ્રજાને જાણ;
લોક ઘરે વિવાહ પણ, આંબા ઘરે મોકાણ. ૧૬
જુલમિ રાયના રાજ્યમાં, નબળાંથી ન વસાય;
લેશ પડે જવ[૧] માહજે,[૨] મેડક[૩] કાંઠે ધાય. ૧૭
નામ અર્થ, ગુણ વહિ જતાં, બહુ ઉલટો થઈ જાય;
કહેતાં રાજા કોઇને, ખરેખરો ખીજાય. ૧૮
રજગુણી રજો તમો ગુણી, સાત્વિક અમર સદાય:
અકબર વિક્રમ રામ હજિ, વધૂ વધૂ વખણાય. ૧૯

---

* દવાખાનાં, નિશાળો, લાઇબ્રેરી તથા સડકોની સફાઈ સરસ રાજે. રેવિન્યુ તથા ન્યાયખાતું.જેના ઉપર મોટો આધાર તે પેલા જેવું ચોખ્ખું નહીં.તે ઉપર ઉપરનો ભભકો.

૧૬. લોકોને ઘેર વિવાહપણ આંબાને ઘેર મોકાણ.વિવાહમાં તોરણ માટે આંબાનાં પાન તોડી લેવામાં આવેછે.

૧ જ્યારે. ૨ નાનું તળાવ. ૩ દેડકા.

૧૮. જે નામનો ગુણ જાયછે તે નામનો અર્થ પછી ઉંધો થઈ જાયછે. રાજાનો હાલનો રૂઢાર્થ મૂર્ખ થાય છે.

ચોર લુટારા ઠગ નહીં, ન્યાયિ રાજ્યમાં ભાઈ;
તારા સૂર્યોદય થતાં, જેમ જાય સંતાઈ. ૨૦
રાજ્ય ભક્ત કદિ ના તજે, રાજ્ય પક્ષ અનુચીત,*
નૃપ દુર્યોધન પક્ષ નહિ-ભિષ્મે તજ્યો ખચીત. ૨૧
દુખ દેતાં બહુ દીનને, કોક દિ સામા થાય;
બળવો સત્તાવન તણો, જ્યમ હેઠલ દુખદાય. ૨૨
નગ્ન નીચોવે ન્હાય શું? જાય બિજાનું સૂખ;
નાનાની મ્હોંકાણમાં, હિંદ ખમે હજિ દુઃખ. ૨૩
જો હુન્નર આ હિંદમાં, તોજ સંપતી થાય;
જેમ છોકરો હોય તો, વહુ આવે ઘરમાંય. ૨૪
જુલમિ વિદેશિ ઘણા નૃપે, ખુંદ્યું હીંદ સદાય;
જ્યમ વેશ્યાનો ખાટલો, ધુંકે ભરે બધાય. ૨૫
ચડતિ પડતિ રૂપિ ચક્રમાં, આવે સઘળી ભોમ;
જુઓ ઉજડ ઈજીપ્શિઆ, હિંદ મિસરને રોમ. ૨૬
હિંદ ડરે અફઘાનથી, લડી સિકંદર સાથ;
બિયે છછુંદરથી ડશ્યો-સાપ તણો જ્યમ ભ્રાત. ૨૭
હિંદ હવે ખાલી થયું, ગયું ન આવે ધંન;
મુઆં ન કદિ પાછાં વળે, જિવતાં કરો જતંન. ૨૮

## અંગ્રેજ સરકાર.

ક્વચિત જુલમ કંઈ થાયપણ, રાણિ ન્યાય વખણાય;

---

* રાજ્યપક્ષ અયોગ્ય હોય તોય રાજ્યભક્ત ત્યાગ નકરે.દુર્યોધનપક્ષ અધર્મી છતાં ભીષ્મ તેમાં રહ્યા.કેટલાકનો વિચાર સત્ય તરફ ઢળવાનોછે.જેમવિભિષણે ભાઈ છતાં અધર્મીપક્ષી જાણી ત્યાગ કર્યો.સ્વાર્થથી ત્યાગ કર્યો એમ રામાયણ કહેતીનથી સ્વાર્થથી ત્યાગ કર્યો હોય તોતો ઘણુંજ નીચ કર્મ કર્યું ગણાય તથાપિ એ તર્ક ઘડી ભર દૂર મૂકી રામાયણનું કથન ખરૂં માનીએતો રામાયણ તથા મહાભારતની નીતિ જૂદી પડેછે.

વાંકા ચુંકા પણ ઘઊં-ના રોટલા ગણાય. ૨૯
શૂરાની સૃષ્ટિ દિસે, રણધીરાનું રાજ્ય;
અંગ્રેજો બળ શૌર્યથી, અમલ ભોગવે આજ. ૩૦
રાજ્ય તપે સુનિતી વડે, નીતિ વડે સંસાર;
રાણિ રાજ્ય નીતી વડે, પામ્યું સૌનો પ્યાર. ૩૧
પ્રસવે જેને મડમ તે, મોટો અહીં મનાય;
રેવાના કંકર બધા, શંકર રૂપ ગણાય. ૩૨
લીલું ન કરે લિબરલો,* કરે દયાની વાત;
બાપડિ કહે પણ કાપડી-કો ન શિવે થઈ બ્રાત. ૩૩
બડિ બડિ બાતાં લિબરલો, કરે તદપિ ફાવેન;
ગજ ભરિને તસુ વેતરે, હાય હિંદને ચેન ! ૩૪
હક દેશું લાયક બનો, એ સરકાર નિમીત્ત;
પુત્ર થાઓ મોટા પછી, પરણાવશું અચીત. ૩૫
દેશી ન્યાય ન કરિ શકે, અંગ્રેજોનો આજ;
બડે બાપકે પૂતકો, સર્વ કહે મહારાજ. ૩૬
હિંદ બ્રિટનના હક જુદા, એક દાસ ધણિ એક;
જમવામાં જગલો અને, કુટવે ભગલો છેક. ૩૭
ગોરાને ગોરા નિમે, ખર્ચ હિંદને શીર;
મોસાળે જમવું અને, મા પીરસણે વીર. ૩૮
ધસવે ધણિ ત્રિણિ વાતમાં, એજ ખુબી અંગ્રેજ;
પાંચશેરિ મુકિ કોથળે-હણે વણિક પણ§ સ્હેજ. ૩૯
નબળા નૃપ જિતિ ઈંગ્લિશે, હિંદ કર્યું નિજ હાથ;
જ્યમ સો ઉંદર મારિને, બેઠિ બિલાડી પાટ. ૪૦

૨૯-રાણીનું રાજ્ય વખણાયછે એ ખરૂં ને નિંદાયછે એ ખરૂં. બંને વાત ખરીછે. ગુજરાતી ન્યુસના પ્રથમ આર્ટિકલો વાંચી વાંચી જે વિચાર થયેલા તેનો ચિતાર અંગ્રેજ રાજ્યનીતિ વિરૂદ્ધ દોહરામાં છે. તેને મળતું:—

"જુલમી રાજા ગયાને જુલમ જાહેરછે" દલપતરામ.

* વિલાયતના રાજ્યકાર્યભારી માંહેનો એક પક્ષ.

§ કોથળામાં પાંચશેરી નાખી કોથળો મારે એટલે કોથળો માર્યો કહેવાય તથાપિ પાંચશેરી વાગવાથી જીવ નીકળીજાય.

કાબુલ મિસર લડાઇનો, ખર્ચ હિંદને માથ;
આપ બીમ શુકની હગે, એજ અદલ ઇનસાફ! ૪૧
ગ્લાડસ્ટોનથી[1] પણ વધ્યું, વાઇસરોય[2] પગાર;
ઘરમાં ઘા દેવા ન પર-ભાંયું પોણાબાર! ૪૨
બળિઆના બે ભાગ અહિં. દુનિઆમાં દેખાય;
પાર્લમેંટ છે કાનડે[3], નહીં હિંદમાં હાય! ૪૩
માગ્યે રે'મ જરા મળે, રોફે મળે ઘણુંજ;
હક લીધા માન્ચેસ્ટરે,[4] હિંદ રહ્યું રડતુંજ. ૪૪
બાઇ કહ્યાથી ક્યાંઇપણ, ખાર ન આપે કોઇ;
હક પામ્યું ઑસ્ટ્રેલિઆ,[5] હિંદ રહ્યું હજિ રોઇ. ૪૫
દુનિઆમાં દેખાય છે, બળિઆના બે ભાગ;
અંગ્રેજો કાબુલિથી-કાયર પણ અહિં વાઘ. ૪૬
હિંદ મરે ગરિબાઇમાં, નથી બ્રિટનને[6] ખોય;
દેવાળુ ન દલાલને, આતર મશિદે ન્હોય. ૪૭
હિંદ ધણી ઇંગ્લાંશિઆ, પોષણનિ ન પંચાત;
વરો કરૂં નહિ પણ મને, શેઠ[7] કરો ઠિક વાત! ૪૮
હિંદ થયું નિર્ધન પણ, ન્હોય બ્રિટનને હાણ;
ઓરશિયો ન ઘસાય કદિ, સુખડ ઘસાય સુજાણ. ૪૯

---

૧ હાલનો મહારાણીનો પ્રધાન. ૨ હિંદુસ્તાનનો ગવર્નર જનરલ. ૩ અમેરિકામાં કાનડા ઇલાકો અંગ્રેજ સરકારનો છે. ત્યાંના લોકોએ ત્યાંજ પાર્લામેંટ સ્થાપી છે. પાર્લામેંટ-રાજ્યકારભારની સભા. અંગ્રેજ સરકારે એ હક કાનડાના રહેવાસીઓને આપ્યોછે. ૪ વિલાયતનું કપડાંનાં કારખાનાનું એક ગામ. ત્યાંની પ્રજાએ સરકાર ઉપર દબાણ ચલાવી હિંદુસ્તાનમાં પોતાનાં જતાં કાપડ ઉપરની જગાત માફ કરાવી. ૫ કાનડાની પેઠે ઑસ્ટ્રેલ્યામાં પણ સ્થાનિક પાર્લામેંટ છે. એ અંગ્રેજસરકારનું છે. ૬ અંગ્રેજોની ભૂમિ. ૭ શેઠ થાય તેણે વરો કરવો જોઇએ એવી રૂઢીછે. પણ અંગ્રેજો તો શેઠ(રાજા)થાય તથાપિ વરો કરે (હકઆપે)નહીં!

રાજ્ય વિદેશિ સ્વદેશિથી, અતિ સુખદાય ન થાય;
ઓરમાન માને સગી-મામાં ફેર સદાય. ૫૦
દૃષ્ટિ ધરેણું હિંદમાં, કરે વિદેશી ભૂલ;
ફુલીબાઇની ફૂલ પણ, ખાય છોકરાં ધૂળ. ૫૧
બેજણ કેરિ લડાઇમાં, ત્રીજો ફાવી જાય;
અંગ્રેજે આ દેશમાં, એજ કરેલ ઉપાય. ૫૨
મેળવેલું કંપનિ તણું, રાણિ હાથ ગયું રાજ;
રામનું સ્વપનું ભરતને-જેમ ફળ્યું ભલિભાત. ૫૩
જંગલિ જનને જીતતાં, અધિક લાભ નહીં થાય;
અંગ્રેજો અફઘાનને-જિતિ કર ભરે સદાય. ૫૪
દઉં શું દોષ સરકારને, નથી પ્રજામાં તેજ;
જણનારીમાં જોર નહિ, સૂયાણી શું કરેજ? ૫૫
ઠપકો વધુ સરકારને, જ્યારે પ્રજા અઠીક;
બાળ માટ માબાપ શિર, જોખમ ઘટે અધીક. ૫૬
હારે કદિ સરકાર તો, ભેગિ હિંદને હાણ;
ધોબિ ધરે ખાતર પડે, ધરાધ્રને નુકસાન. ૫૭
મળ્યે જરા હક હિંદુઓ, કરતા શોર બકોર;
કુશકાથી રળિઆત જ્યમ, થાય દૂબળું ઢોર. ૫૮
વફાદારિ ઉંચ હિંદની, સુજ્ઞ ન મૂકે આળ;
જેમ જતાં નિત સાસરે, કોણ કહે છીનાળ? ૫૯
બસ કર હવે બ્રિટાનિઆ, ભુંડા હિંદ હવાલ;
રે! મુઇ માને ધાવવું, પછિ એમાં શો માલ! ૬૦
બ્રિટન દયા કર હિંદ પર, નિકર ડહાપણ ધૂળ;
સુજ્ઞ કદી કાપે નહીં, મિઠાં ઝાડનાં મૂળ. ૬૧
દયા રાખ બ્હાદુર બ્રિટન, બુરા હિંદના હાલ;
બહુ તાંતુ બળિયું બને, નથિ જાત્રામાં માલ. ૬૨
બ્રિટન રાંક ગણિ હિંદને, ના તુચ્છકાર લગીર;
રૂઠ્યો રાંક રસોઇને, કદિ અભડાવે વીર! ૬૩-૫૬૮



# પ્રકરણ ૬ ઠું.

## વિદ્યા તથા કવિતાવિષે.

### દોહરા.

રાજ્યથકી વિદ્યા વડી, સાક્ષર[1]થી લધુ રાય;
નૃપ પુજાય નિજરાજ્યમાં, પંડીત બધે પુજાય. ૧
વિદ્યા કોઇના બાપની, નથી કરી જો ખ્યાલ;
બ્રાહ્મણથી યૂરોપિયન, વધુ વિદ્વાનો હાલ. ૨
એક એકથી અધિક છે, ઉર ન આણ અભિમાન;
ગટુલાલ ઘનશ્યામને, દયાનંદ વિદ્વાન. ૩
લેખન બળ અસ્તું ન રહે, ઝળકિ ઉઠે મતિમાન;
પત્ર પરાક્રમિ નીવડ્યું, ગુજરા[2]તી ગુણવાન. ૪
છુપ્યા છુપાય ન પંડિતો, વિચિત્ર વાણિ પ્રબંધ;
સંતાડી ન શકાય કદિ, કસ્તૂરીનિ સુગંધ. ૫
જેહ પ્રતિષ્ઠા પામિયો, પંડિત તેજ પ્રમુખ;
શૂર મરે સંગ્રામમાં, લેવા કીર્તી સૂખ. ૬
પામે નાશ પદાર્થપણ, નહિં પંડિતનો નાશ;
વાલ્મિકિ બ્યાસ અમર રહ્યા, કવિવર કાળીદાસ. ૭
બુધ[2]જનમાં બુદ્ધી બહુ, એકઠિ થાતી જાય;
ટીપે ટીપે તોય[3]થી, જેમ તળાવ ભરાય. ૮

---

१—विद्वत्वंच नृपत्वंच नैव तुल्यं कदाचन ।
स्वदेशे पूज्यते राजा विद्वान् सर्वत्र पूज्यते ॥

૧. વિદ્વાન. ૨મુંબઇનું ધી ગુજરાતી વર્તમાન પત્ર. ૩ પાણી.

२ गुणिभ्यो गुणिनःसंतिवादिभ्यःसंतिवादिनः ।
बलिभ्यो बलिनःसंतितस्मात्गर्वं त्यजेत्बुधः ॥

પ્રથક્કરણ કરિ પંડિતો, ગ્રહે, અશુભતજિ, શુભ;
પય પાણી જૂદાં કરી, હંસ ગ્રહે જ્યમ દૂધ. ૯
વિદ્યાના સિદ્ધાંતમાં, બહુમત નહિ મંજૂર;
અચળા[1]અચળ કહે ઘણાં, પણ તે ફરે જરૂર. ૧૦
નજરે દિઠું એ પણ જુઠું, વિદ્યાથી વરતાય;
તારા [2]વિધુથી લઘુ દિસે, પણ મોટા કહેવાય. ૧૧
માત્ર નજરથી નિરખતાં, માનિશ તો ભૂલીશ;
પૃથ્વિ સ્થિર દેખાય પણ, દોડેછે દિન નીશ. ૧૨
બુદ્ધિ શોધ બળવાન છે, જાઝું ન આંખનું જોર;
સાતરંગ સૂર્યા[3]તપે, કબુલ કરે ન કિ[4]શોર. ૧૩
નજરે જોયાથી અહીં, વિપરિત ઘણા પ્રસંગ;
રંગ દિસે*સૌ વસ્તુમાં, તદપિ કીર્ણમાં રંગ. ૧૪
ખળ વિદ્યાથિ ઉછાછળો, મન બહુ મદ વર્તાય;
જેમ જુવંતી મસ્તકે, અધુરો ઘટ છલકાય. ૧૫
વિદ્યા વિત્ત કુપાત્રમાં, કેમ રહી પંકાય?
નદિ પુર રહે નદીશ[5]માં, કુપમાં ક્યાંથિ સમાય? ૧૬
નિર્મળ જળ સમ વિદ્વતા, ઠામ પ્રમાણે કામ;
શ્વેત ઘડે જળ શ્વેતને, શ્યામઘડે જળ શ્યામ. ૧૭
દુર્ગુણિમાં વસિ વિદ્વતા, દેખાડે દુરગુણ;
તસ્કર ભણિ કુશળબની, ખાતર આપે ખૂણ. ૧૮
ગુણ સમ સુખ દુખ વિદ્વતા, આપે આડો આંક;
જેવું વદન તેવું દિસે, દર્પણનો શું વાંક? ૧૯
મનુષ અંધ વિદ્યા વિના, આખર સમજો એમ;
દીપક વણ ઘન[6]તિમિરમાં, કાંઈ ન સૂઝે જેમ. ૨૦
પારખ્યું હોય પ્રવીણને, કવિ કોવિદનું વીર;

---

૧ પૃથ્વી. ૨ ચંદ્ર. ૩ તડકામાં. ૪ બુદ્ધિઅબાળક. ૫ સમુદ્ર. ૬ ઘાટું અંધારું. *અંધારું હોય ત્યારે વસ્તુ માત્ર રંગ. રહીત છે માટે વસ્તુમાં રંગ નથી. સુર્યના કીર્ણમાં રંગ છે. હાલની વિદ્યાનો એ વિજય છે.

વિના ઝવેરી પારખે-કોણ ઝવેરનું નીર ? ૨૧
ડોળ ન રાખિશ દક્ષનો, મેળવિ બુદ્ધી બાળ;
હંસ ચાલને ચાલતાં, કાગ ભુલ્યો નિજ ચાલ. ૨૨
વદવાથી લખવા તણી, ભ્રાત ભયંકર ભૂલ;
ભખ્યું વાર સોને લખ્યું-એક વાર સમતુલ્ય. ૨૩
ચિપિ ચિપિ લખવું બોલવું, તે નક્કી નિંદાય;
લુગડાં ફાડી ચીંથરાં-કર્યાં ક્યાંથિ વખણાય ! ૨૪

કવિતા.

પદ લાલિત્ય સુકાવ્યનું, જાણે કવિજન કોક;
ક્યાંથી સમજે વાંઝણી, પ્રસવ પિડા મન શોક ? ૨૫
શોભે રાજસભા વિષે, કાં શોભે કવિ ઘેર;
કાં કાનન કાં નૃપ ઘરે, શોભે ગજ એ પેર. ૨૬
કવિ જનિતા બોલે કદી, કડવું કથન હરેક;
તો પણ તેના દીલમાં, દાઝે સૌથિ વિશેષ.
દોષ દૃષ્ટિ સૌનીં* દિસે, કાવ્ય કામિની માંય;
વાંચનાર ભર્તાર+ નિજ-દોષ જુએ નહિં ક્યાંય.
મૂઢ અજાણનિ આગળે, કરિશ ન કાવ્ય પ્રકાશ;
વ્યંડળને શા કામનાં, કામ કટાક્ષ વિલાસ ? ૨૭
સરસ નરસ રસ ભેદને, કાવ્ય કહો સુખદાય;
પણ શિશુ પામે હર્ષ જે-ઘમઘમ ઘુઘરો થાય. ૨૮
અલંકાર ઉક્તી જુડી, કવિ વાણિમાં સુહાય;
જેમ જુવતિઓ લગ્નમાં, સોનાનો રવિ ગાય ૨૯

---

+ કાવ્યપક્ષે વાંચનારને સ્રીપક્ષે ભર્તાર સ્વદોષ ન જુએ.

૨૫—सुकवेः शब्द सौभाग्यं सत्कवि र्वेत्ति नापरः।
वंध्या नहि विजानाति परां दौहृद संपदम् ॥

२६—कविंद्राणां गजेंद्राणां ग्राहको नृपतिः परः॥
ભર્તૃહરી. ૨૮—દલપતરામ.

રૂઢ[1] અસત્ય ઉચ્ચારતાં, કદી ન નિંદા થાય;
"સવામણનું તાળું દિધું" વદતાં જુઠ ન ગણાય. ૩૦
અલંકાર યુક્તી વિના, કાંઈ ન શોભે કાવ્ય;
લૂખું, ઘૃત ને લવણ વણ, નહિં ભોજનપર ભાવ. ૩૧
ઘટે અલંકૃતિ થોડિઘણિ, રસિક કાવ્ય મોઝાર;
મડમો સુધરેલીય પણ, ધરે ઘરેણું લગાર. ૩૨
થોડિ ટાપટિપ તો ઘટે, કવિતા માંહિ સદાય;
સાદી પણ શોભે નહીં, સ્ત્રી ચોખ્ખાઈ સિવાય. ૩૩
સંસ્કૃતથી પ્રાકૃત વિષે, વધ્યો અલંકૃતિ ચાલ;
ઘાટ ઘરેણાંના અહીં, વધ્યા પ્રથમર્થા*. હાલ. ૩૪
અતી અલંકારે અરે! ઉપજે એદ અચીત;
અન્ન ખારૂં બહુ લવણથી, નહિ ખાવાપર પ્રીત. ૩૫
થતાં નિશાળો ઠામુકા, વધી પડ્યા કવિ રાય;
જ્યમ ઉત્પત્તી જંતુની, જળદ[2] પડયે વધિ જાય. ૩૬
જોઈ ઘણા જડમતિ કવી, સરખા ગણે તમામ;
જેમ એક અસ્ત્રે મુંડે, સૌનાં શીશ હજામ. ૩૭
સૌ કવિને સરખા કહે, બુદ્ધિ આંખવણ અંધ;
ગોળ ખોળ સરખાં ગણે, હિન વિવેક મતિમંદ. ૩૮
બધું સરખું કહે જેહને–હોય ઉપેક્ષા[3] ગર્વ;
ગંડુ રાયના રાજ્યમાં, ટકે શેર હતું સર્વ. ૩૯
જોડ્યા બે ત્રણ દોહરા, તેથિ ન કવિ કહેવાય;
રાખ્યે હળદર[4] ગાંઠિઓ, ગાંધી કેમ ગણાય? ૪૦
લઈ ભાગે કવિ નામને, રચિ રચના ધુળરાખ;
મોર પીંછ ધરિ ધાય જ્યમ, હંસ ગણાવા, કાગ. ૪૧

---

૧ હાની ન કરે એવું તથા રૂઢામાં બોલાતું. સૌ કહે તેવું. ૨ વર્ષાદ. ૩ બેદરકારી. બેદરકારીથી કોઇનાં કાવ્ય ન વાંચવાં અને પછી સૌને સરખા કહેવા. ૪ માત્ર હળદરજ.
* દિવસે દિવસે ફેશનો વધેછે. શબ્દાલંકાર ઉપર વૃજભાષા જેવો પ્રેમ સંસ્કૃતનો નથી જણાતો.

નિરસ કાવ્ય કરિ કુકવી, ખોવે અર્થ કબાક;
મેળજ લે નહિ કોઈ દિન, જ્યમ કળથીનું શાક. ૪૨
ડોળ પરાણે દાખવે, જેમાં મુદ્દલ નમાલ
ઠોંટ મારીને મૂર્ખ જ્યમ, રાખે રાતો ગાલ. ૪૩
ખોટો ડોળ નભે નહીં, થાય કુકવિનો [1]ઠાળ;
સીહ ચર્મ[2] ઓઢી ગયું, પણ પકડાયું શિઆળ. ૪૪
ખપવા જાતાં સુકવિમાં, ફજેત કુકવિ હવાલ;
હંસ ચાલ શિખવા જતાં, કાક ભુલ્યોનિજ ચાલ. ૪૫
ભલે મુરખ કવિઓ વધ્યા, ખરૂં ખોટું ન છુપાય;
ભાજી મૂળાનું કદી, ઝાડે લેખું ન થાય. ૪૬
ચારણ[3] ભાટ કવી અને, ભણ્યા કવીમાં ભેદ;
ભુંડી ભવાઈ સુનાટકે, જૂદી જૂદી ઉમેદ. ૪૭
અલંકાર યુક્તી વિના, સાદિ કાવ્ય અરસીક;
ભુંગળ વિના ભવાઇ કદિ, જેમ ન લાગે ઠીક. ૪૮
મરડિ મચરડિ કુયુક્તિઓ, આણે કુકવિ સદાય;
અંગ વિંધાવિ ઘરેણું સૌ, પેરે સમજુ સિવાય, ૪૯
કરે મચરડી શબ્દના, કુકવી ભુંડા હવાલ;
વેવલિ[4] ઊંચા વસ્ત્રના, ફાડી કરે રૂમાલ. ૫૦
કાં અશુદ્ધિ કાં ક્લીષ્ટતા, યુક્તિ કુકવિની એજ;
ઘેલિ ઘરેણું સાજું નહિ, અથવા ગુપ્ત રેહેજ. ૫૧

---

૧ મશ્કરી. ૨ પંચતંત્રમાં એ કથાછે. ૩ ચારણી અને બ્રાહ્મણી બે પ્રકારની કવિતા કહેવાયછે. એ જુનાપ્રકારમાં ચારણી કેવળ ખુશામતની તથા અશુદ્ધ, અને બ્રાહ્મણી કંઈક નાગરી તથા શુદ્ધ જણાયછે. સુનાટકમાં મનુષ્યને સુધારવાનો ને ભુંડી ભવાઈમાં પૈસા લેવાનો હેતુ હોયછે. ૪ ઘેલી સ્ત્રી. ૫૧–અશુદ્ધિ અથવા નસમજાય એવું ક્લીષ્ટત્વ એ મૂર્ખ કવીની યુક્તિ? ઘેલીનું ઘરેણું ભાંગલ તુટલ હોય અથવા સાજું હોયતો એવીરીતે પેહેરેકે કોઈ દેખેજનહીં.

કુકવિ ઠામ[1] થળ કાળ વણ, યુક્તિ આણવા ચ્હાય;
ઘેલી આંખે લપરડા, તોજ આંજિ કહેવાય!! ૫૨
લુખી અલંકૃતિ રસવિના, છે રસ કાવ્ય[2] સ્વરૂપ;
જેમ ધરેણે, રૂપવિના, લાગે સ્ત્રી ન અનુપ. ૫૩
માત્ર શબ્દયુક્તી ચહે, રસહિણ કવી અશૂભ;
માલ વિનાની માનિની, કરે ટાપટિપ ખૂબ. ૫૪
રસિક કાવ્ય સાદી છતાં, પામે સૌનાં પ્રેમ;
હોય ધરેણું તોય પણ, ઝળકે રૂપવતિ જેમ. ૫૫
કુકવિ શબ્દમાં અર્થવણ, કરતા માયા ક્રોડ;
પટિયાં પાડે પાતરો, પણ ન સતીની જોડ. ૫૬
યુકિત પરાણે આણવા, સુકવી માથું કુટે ન;
સુજ્ઞ સ્વાભાવિક રૂપથિ વધુ.ખોટો યત્ન[3] કરે ન. ૫૭-૬૨૫

# પ્રકરણ ૭ મું.

## सज्जन दुर्जन विषे.

### દોહરા.

જીરવે વિત વિદ્યા કળા, જે સજ્જન સુખદાય;
જે આવ્યું તે જગત્માં, સાગરમાંજ સમાય. ૧

---

૧. ઝડ ઝમક કે વર્ણ સગાઈ આવે તોજ કવિતા કહેવાય એવી સમજણ હાલના બાળક કવીની થઈ ગઈછે. અર્થાલંકારપણ પાત્ર, કાળ કે સ્થળ જોયાવિના અડાવીદેછે.

૨ रसात्मकं काव्यम् રૂપાળી સ્ત્રી ધરેણાં વિના પણ માત્ર સાદા વસ્ત્રથીજ શોભી ઉઠેછે. અલંકાર એતો ધરેણાંછે. રૂપમાં રૂપ વધારેછે. પણ વિરૂપને રૂપવાન કરી શકે નહીં.

૩ યત્નથી રૂપ ન આવે તેમ યત્નથી રસીકતા નઆવે. કદી વિદ્વતા આવે પણ સ્વાભાવિક રસિકતા ન આવે. કદી અતિ યત્ને થાય તે જુદી વાત.

સજ્જનથી સારૂં બને, નરસું કદી ન થાય,
ઉજ્વળ કરવાનો સદા, સ્હેજે સૂર્ય સ્વભાવ. ૨
કપટ કરે નહિ કોઈ દિન, જે સતવાદી શેર;[1]
સૉક્રેટિસ[2] નાઠો નહીં, મુઓ પાન કરી ઝેર. ૩
સ્નેહ તદન સજ્જન તણો, નહિં ટૂટે હરગીજ;
કમળ ડાંડલી ભાંગતાં, તંતુ રહે વળગીજ. ૪
સાધુ પુરૂષને સેવતાં, પરમાનંદ પમાય;
આંબાને ઊછેરતાં, કેરી સ્વાદ ચખાય. ૫
મહા પુરૂષ પીડાય પણ, પ્રકૃતિને[3] નહિ ખોય;
ધા મારે જન ઝાડને, ફળ આપે છે તોય. ૬
જેમ જેમ સજ્જન દુખી, તેમ તેમ શિલવંત;
વધતી વધતિ સુગંધિદે, બળતી જતી શ્રિખંડ[4]. ૭
સાધુ પુરૂષ કોપે નહીં, ગમે તેમ દુખિ થાય;
લાત મારિ પ્રભુને દ્વિજે,[5] તો કહે "દુખ્યા શું પાય?" ૮
મૈત્રિ મહાત્માની કરો, લાભ કાંઈ પણ થાય;
મોટું વૃક્ષ ઉછેરતાં, કદિ ફળ નહિ તો છાંય. ૯
સદ્‌ગુણિ સાધુ સૃષ્ટિમાં, હોય હજારે એક;
ઢગલા બંધ હિરા નથી, રખડે ઉપલ[1] અનેક. ૧૦
સજ્જનની સંપતિ સદા, સૌ જનના સુખ માટ;
મલયાચળ, દધિ[2] શું કરે? મલય, રત્ન ચળકાટ. ૧૧

---

૧ વાઘ. ૨ ગ્રીકનો મહાત્મા. પ્લેટો જેવા વિદ્વાન તેના શિષ્ય હતા. ૩ પ્રકૃતિ. ૪ સુખડ. ૫ બ્રાહ્મણે. ભૃગુઋષીએ.

૪—स्नेहच्छेदेपि साधुनां गुणानायांतिविक्रियाम् ।
भंगेनापि मृणालाना मनुबध्नंति तंतवः॥

૯—सेवितव्यो महा वृक्षच्छाया भवति शीतला ।
यदि दैवात्फलं नास्ति छाया केन निवार्यते? ॥

૧ પાણા. ૨ સમુદ્ર.

વિત્ત મળે વિદ્વાનને, નમ્ર, થશે થઈ ન્યાલ;
વિટપ[3] રસાલ[4] વિનય કરી, નમે વધંતાં ફાલ. ૧૨
અવગુણ તજિ ગુણને ગ્રહે, જે સજ્જન વિદ્વાન;
જેમ સૂપડું ઝાટકી-ગ્રહે સ્વચ્છ કરિ ધાન્ય. ૧૩
આશય મોટા મનુષનો, વ્યર્થ જરૂર ન જાય;
અશોક ફળ આપે ન પણ, આપે શીતળ છાંય. ૧૪
મોટા ત્યાગ કરે નહીં, મર શરણે મતિ હીણ;
શૈલ શિરે તૃણ, અનળપર[5]-ધુમ, સાગરમાં ફીણ. ૧૫
પ્રાણ તજે સતવાદિઓ, સત માટે ન ઉચાટ;
બુધ ગંભિર ગૅલીલિયો[6], મુઓ સત્યને માટ. ૧૬
સતવાદી સત ના મુકે, મર પાપીથિ પિડાય;
હરિશ્ચંદ્ર નૃપ ના હઠ્યો, કરતાં કોટિ ઉપાય. ૧૭
સગા ભાઈને પણ તજે, સતવાદી સત માટ;
વીભીષણે તજી દિધો, દુષ્ટ દશાનન[7] ભ્રાત. ૧૮
નિજ મુખ નહિં કરવાં પડે, ગુણિને આપ વખાણ;
સાકર જઈને શિદ કરે? "હું ગળી" એમ પ્રમાણ. ૧૯
સર્વ શાસ્ત્રમાંથી ગ્રહે, સાર સાર ધીમંત;
ભ્રમર ભમી તરૂ વૃંદમાં, ખેંચે જેમ સુગંધ. ૨૦
સૌ ખેંચાય ગુણી તરફ, દુર્ગુણી તરફ ધસે ન;
આમ્રકુંજ[8] કોયલ વસે, બાવળ માંહિ વસે ન. ૨૧
ગુણિજન ગુપ્ત રહે નહીં, પંડિત થાય પ્રસિદ્ધ;

---

૩ વૃક્ષ. ૪ આંબો. ૫ અગ્નિશિરે ધુમાડો. પર્વત શિરે ખડ ને સાગર કાંઠે ફીણ. ૬ પૃથ્વિ ફરેછે એ સિદ્ધાંતનો યુરોપિયન શોધક તથા પ્રતિપાદક. ૭ રાવણ.

૨૦—अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलोनरः।
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इवषट्पद ॥

भागवत.

૮ આંબાનું વન.

જેમ સુદિવસ છતાં રવી, ઢાંક્યો રે' ન અચીત.* ૨૨
સજ્જન દુર્જન સંગથી, ગ્રહે ન દુર્ગુણ દ્વેશ;
મણી ફણીમસ્તક[2] રહે, ઝેર નહીં લવલેશ. ૨૪
સુજ્ઞ રહે ખળ સંગતે, તો પણ નહિ લેપાય;
જેમ જળજ[3] સરમાં[4] રહે, સલિલ[5] સ્પર્ષ નહિ થાય. ૨૫
વિદ્વજ્જન વસિ મૂર્ખમાં. રહે દિલે દિલગીર;
માનસરોવર હંસ નહિ-જિવે જળનિધી તીર. ૨૬
મહા પુરૂષની પાછળે, નબળા પણ પોષાય;
પાણિ પિયે છે એરડો, જ્યારે વાઢ પવાય. ૨૭
શાંત પુરૂષને પીડતાં, શિક્ષા સ્વતઃ અચૂક;
લાત વિષ્ણુને મારતાં, વિપ્ર થયા ભિક્ષૂક. ૨૮
નિચ જન નિંદે સુજ્ઞને, પણ એને નથિ હાણ;
સાકરને ખર નિંદશે, પણ જન કરે વખાણ. ૨૯
સંતાપે જે સુજ્ઞને, તે એળે દુખિ થાય;
કાપી નિરઅપરાધિને, કૂહાડો ઘણ ખાય. ૩૦
ગઈ ગુજરી પંચાતનો, ધરે ન ધોખો ધીર;
જેમ ગઈ તિથી જોશિ પણ, નહિ સંભારે વીર. ૩૧
જે જન ગંભિર સદ્‌ગુણી, એને સ્નેહિ અપાર;
સ્હેજે સરિતા જઈ મળે, સાગરમાં સૌ ઠાર. ૩૨
સજ્જન સ્નેહ તજે ન વળિ, દુખમાં દૂર ન થાય;

---

* પ્રજા મુરખ મહિપતિ મુરખ, તો ન પ્રસિધ પંડીત;
જેમ રવી ઢંકાય છે, રજનિ રાજ્યમાં નિત્ય. ૨૩

૨ સર્પ. ૩ કમળ. ૪ તળાવ. ૫ પાણી.

૨૪—विधिवश सुजन कुसंगति परहिं ।
फणिमणि सम निज गुण अनुसरहिं ॥
तुलसी कृतरामायण.

સર નદિમાં શેવાળ તે, જળ સાથે સૂકાય. ૩૩
દુઃખ દેખિ નિજ દોસ્તનું, પીડા પામે ઉર;
વૃક્ષ સુકાતાં પ્રથમથી, સૂકાણાં અંકૂર. ૩૪
કહેવું પડે ન સુમિત્રને, કામ કરે સહ પ્રેમ;
પ્રેર્યા વગરનિ પાંપણો, આંખ બચાવે જેમ. ૩૫
મિત્ર દુખે સન્મિત્ર ઉર, કરે શુભ કોશીશ;
બદન બચાવા હાથ બે, જ્યમ દોડે દિનનીશ. ૩૬
ધન મુકવા સ્થાનક જડે, ન જડે વાતનું સ્થાન;
નાણાવટિ નિરખાય બહુ, કોઈક મિત્ર સુજાણ. ૩૭
વિનયિ વૈરિને વશ કરે, વિનયિ વહાલો થાય;
વિનયિ રામની પાછળે, ગામ બધું વન જાય. ૩૮
સપુત પિતા સુખ કારણે, નિજ સુખ તજે અસીમ;
ભિષ્મે પિતુ સુખ વાસતે, લિધું ભયંકર નીમ. ૩૯
સપુત પિતાના હુકમથી, તજિ દે સઘળાં સૂખ;
રાજ તજી પિતુ હુકમથી, સહ્યું રામે વન દુઃખ. ૪૦
સુંદરિને સંસાર પણ, પિતૃ ભક્ત તજેજ;
માત પિતા માટે શ્રવણ, પામ્યો મરણ સહેજ. ૪૧
ફળ સત્સંગ તણાં તરત, થાય કર્યે તદબીર;
સંગે જળ મળને હરી, ચોખ્ખું કરે શરીર. ૪૨
સુજ્ઞ ન રાજી ક્લેશમાં, નહીં ચાઽતાં થાય;
સૌને કંકુ ચાંદલો, વ્હાલો હોય સદાય. ૪૩
શ્રેષ્ઠ કહે સદ્ગુણથી, સ્વાદ અતી જ્યાં હોય;
ખારૂં લવણ છતાં કહે, મીઠું જન સૌ કોય. ૪૪
રીસ ન સાધૂ -હૃદયમાં, ન કરે કોપ લગાર;

---

સર-તળાવ. અંકૂર-કમળીઆં. અસીમ-ઘણું.

૩૭-વિશ્વાસ કરીને ધનમૂકીએ એવા નાણાવટીતો ઘણાંય છે, પણ વિશ્વાસે વાત મૂકીએ એવા સન્મિત્ર કોઈકજ.

મર્યાદાજ મહોદધી[1], મૂકે નહિ ક્ષણ વાર. ૪૫
મોટા હદ મૂકે નહીં, મૂકે તો દુખદાય;
સાગર હદ છોડે મહા-પ્રલય વખત વરતાય. ૪૬
પંડિત જો પાપી બને, કરે કુકર્મ નિકાય[2];
વટલી બહુધા બ્રાહ્મણી, તર્કંડિમાંથી જાય. ૪૭

દુર્જનવિષે.

વિનયથિ ખળ સમજે નહીં, ઉલટો બહુ છકિ જાય;
અગ્નિ કપાસવડે કદિ, ઢાંક્યો નવ ઢંકાય. ૪૮
રતન[3] ચોદમું ભાળતાં, શઠ ઝટ સમજી જાય;
કાપે તો કદળી[4] ફળે, એમ ઉંધો અન્યાય. ૪૯
ખાતાં ખમણો થાય શઠ, દબાવતાં દબિ જાય;
શ્વાન ભાગતાંને ભસે, નહિ તો ચૂપ જણાય. ૫૦
થાય મારથી પાંશર્યા, ખળ ગુણહીણ ગમાર;
જેમ ઢોલને ટીપતાં, વાગે વિવિધ પ્રકાર. ૫૧
અવળાં હઠિલાં કોઈ દિન, સહજ ન સવળાં થાય;
શઠ વઢાણિ આંગળિ ઉપર, નહિં મૂતરે કદાય. ૫૨
અવળાંમાં ગુણ હોય પણ, કાંઈ ન આવે કામ;
જ્યમ બાવળને છાંયડે, ક્યાંથિ મળે વિશ્રામ? ૫૩
ભલે હોય વિદ્વાન પણ, દુષ્ટ દુખદ દિન રાત;
મણિએ શોભિત સર્પ પણ, શું ન ભયંકર ભ્રાત? ૫૪

---

૧ સમુદ્ર. ૨ ઘણાં. ૩ માર. ૪ કેળ.

૪૯—काटेपैं कदली फले, कोटि यतन कोऊसींच,
विनय न मान खगेश सुनु, भयबिनु नमैननीच.

૫૧—ढोलगंवारशुद्रपशुनारी।एसबताडनकेअधिकारी॥
तु. रामायण.

૫૪—दुर्जनो परिहर्त्तव्यो विद्ययाऽलंकृतोऽपिसन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः?॥

હઠિલો હઠ નહિ મૂકશે, સમજ્યાથી પણ સાર;
જાગૃત કદિ ઉઠે નહીં, કરતાં સાદ અપાર. ૫૫
ખાતું મુખ ખોલાવતાં, ક્યાંથિ થાય આનંદ?
જેમ સંધાસ ઉઘાડતાં, માત્ર છુટે દુર્ગંધ. ૫૬
પાણીને પ્હોંચાય નહિ, અવળવાણિનો ડાટ;
બળહિણ તેથિ વક્યો નહીં, કહે ક્ષમાધર માટ. ૫૭
અવળાં અવળાઈ કરી, ચૂપ થાય દુખિ થૈજ;
પડમાં તો કે પડિશ કહિ, અવળચંડિ દુખિ ગૈજ. ૫૮
મુખ ન બતાવે સ્વારથી, સંપત જતાં સદાય;
મધપૂડાના માખિઓ, મધ ખુટતાં ઉડિ જાય. ૫૯
મળે સવાશેર શેરને, મળે દાંડને દાંડ;
પરણે પાખંડે વધી, ચોરનિ માને ભાંડ. ૬૦
રાખે ગુપ્ત કુકર્મને, હૈયું હોઠે તોય;
ઓડકાર આવે અતી, જેવું ખાધું હોય. ૬૧
લુચ્ચાને લુચ્ચો મળે, કોઇ ન ખાટી જાય;
ગર્ધવનું માં કૂતરે, ચાટ્યું કોણ વટલાય? ૬૨
જાય ઠગી ઠગ મૂર્ખને, ખોટિ વખાણિ વડાઈ;
પુરિ પડાવિ લિધ જંબુકે, કાક રાગ સ્તુતિ ગાઈ. ૬૩
ઠગ સાથે ઠગપણું કર્યું, કદિએ લાભ ન લીધ;
ખર ચાળા કરવા ગયો, ઉંટે કુબાડી દીધ. ૬૪

---

૫૮–અવળચંડાના કહાણા પ્રસદ્ધ છે.

૬૩–જંબુક-શિયાળે કાગડાના રાગને વખાણી પુરી પડાવી.

૬૪-ગધેડો ને ઉંટ વાડીમાંચરવા ગયા. ગધેડો થોડીવારમાં ચરી રહ્યો અને ભૂકવા મંડ્યો. ઉંટ કહે ભાઈ માળી આવી મને મારશે. મારે જરા વારછે. ગધેડો કહે મને મન થયું તે અટકતું નથી. એના પોકારથી માળીએ આવી ઉંટને માર્યો. ગધેડો ઠેકી જતો રહ્યો. પાછા બંને ભેગા થયા રસ્તે જતાં ઉંડી નદી આવી. ચોમાસાની રેલથી તે છલકતી વહેતી હતી. ઉંટ

અંધ દોષ શઠ શોધશે, ગુણ ન વિચારે કાંય;
શોધે કાણું કીટિકા[1], મણિમય મંદિર માંય. ૬૫
છે શઠ સ્નેહી સ્વાર્થમાં. સ્વાર્થ સર્યે દુર જાય;
સલિલ[2] સુકાતાં હંસ સૌ, તજી તળાવ પળાય[3]. ૬૬
દુર્જન સાથે દુઃખમાં, સ્નેહ તણો છે ભંગ;
ઝાડ સુકાયું જે સમે, ઊડ્યાં વાસિ વિહંગ[4]. ૬૭
ગરજ્જૂ ગરજ મટ્યા પછી, પાછિ ન રાખે પ્રેમ;
વૈદ વેરિ દરદો મટ્યે, જુઓ જગત્‌માં જેમ. ૬૮
જરા લાભ માટે મુરખ, મોટું કરે નુકશાન;
વાઘરિ માટે ભેંસને, જેમ હણે નાદાન. ૬૯
જડમતિ કદિ વળગો પડે, ઝટ છુટકો નહિ થાય;
જેમ મડાંની ગાંઠ ઝટ, મૂકાવી ન મુકાય. ૭૦
જાય નહીં ધરાવ્યા વિના, પાછળ પડે લગાડ;
વિના ઉતાર* મટે નહીં, મેલડિનો વળગાડ. ૭૧
ખળને આંગળી આપતાં, કરડે પોંચો યાર;
એક પાપની પાછળે, આવે પાપ અપાર. ૭૨
ના કહેતાં પણ વળગશે, ખળ કેડો ન મુકેજ;
લાકડિ મારો શ્વાનને, પણ પાછું આવેજ. ૭૩
શઠ નુકશાન કર્યા પછી, પામે છે પરિતાપ;
બચકું ભરિ પાછો ફરે, જેમ શ્વાન સહરોપ. ૭૪

---

તરતો ચાલ્યો અને ગધેડાના કહેવાથી તેને પાઠપર બેસાર્યો. વચ્ચે ગયા એટલે ઉંટ આળોટવા મંડ્યું. ગધેડો કહે ભાઈ હું મારીો જઈશ? ઉંટ કહે મને મન થયુંછે. મૂર્ખા તારૂં મન વાડીમાં નહોતું અટકતું તો મારૂં મન અહીં કેમ અટકે?! માટે હવે ફળ ભોગવ! ગધેડો ડુબી મુઓ.

૧ કીડી. ૨ પાણી. ૩ જતાં રહે. ૪ પક્ષિ. *એવીકહેવતછે.

૬૫—मणिमयमंदिरमध्ये मृगयतिनित्यंपिपीलिकाछिद्रं ।
गुणगणगुम्फीतकाव्ये मृगयतिदोषंगुणंनयोमूर्खः ॥

માણુસ ઉંચી કિસમના, નીચ જિભે નિંદાય;
જેમ સરસ ફુલમાં ભમરો, મારે ચાંચ સદાય. ૭૫
ભાગી ખોટાં તોહોમત મુકી, નક્કિ કરે નુકસાન;
વરૂએ ઘેટાને હણ્યું, કરતાં નહિ જાગી પાન. ૭૬
સારૂં ને નરસું બધું, નીચ જિભે નિંદાય;
જેમ ઘંટિમાં જે પડ્યું, તે બધું દળાઈ જાય. ૭૭
દુષ્ટ કોઇને નવ મુકે, જોઇએ મળતો લાગ;
જેમ મુડી હડફેટમાંથી, ચડયે થાય બે ભાગ. ૭૮
કરિએ સારૂં દુષ્ટનું, તોપણ તે દુઃખદાય;
પય પાતાં શઠ સાપને, કરડી ખાય કદાય. ૭૯
શઠ સંગતથી સુજ્ઞ પણ, થાશે ખચિત ખુવાર;
માકડ સંગ કુસંગથી, ખાય ખાટલો માર. ૮૦
મૂરખને બોલાવિ નહિ-સાંભળશો શુભ વાત;
જેમ કોડિ ધોતાં બચો, નિકળે કાદવ ભાત. ૮૧
મળે પદ્વિ ઉચ્ચ મૂર્ખને, તોય નીચ નિંદાય;
પીંડ ઉપર અંબાડિ પણ, ક્યાંઈ ન ખર વંદાય. ૮૨
શઠને સંપતિ સાંપડે, કેવળ કષ્ટાકાર;
નેરાં ચાતુર માસનાં, બહુ દુઃખદાયક ધાર. ૮૩
કુસંગથી પ્રભુ નામ પણ, દુનિઆમાં દોષાય;
રામ શબ્દ રળિઆમણો, વીવાહે ન વદાય. ૮૪
દોલત પામે દુષ્ટ જન, તરત કરે તોફાન;
મર્કટ મદિરા પાનથી, નક્કિ કરે નુકશાન. ૮૫
દુર્જનની સેવા કરી, તે ઉલટી દુઃખ મૂળ;
બાવળ વાવ્યો આંગણે, પગમાં વાગે શૂળ. ૮૬

---

૭૬-ઘેટાનાં બચ્ચાંને માર્યું. છઠ્ઠી ચોપડીમાં એ વાત છે.
૧ ઝપાટો. ૨ ગધેડો.
૮૪-મરણના સમય સાથે-રામ શબ્દનો કુસંગ થયો છે.

દુષ્ટ ઉપર ઉપકાર કરિ, પંડિત પણ પસ્તાય;
પીંજર જાળથિ છોડતાં, કેશરિ ફાડી ખાય. ૮૭
પાજી કદિ પાછો પડે, કરે કબૂલ ન તોય;
સોજી ગયા તો કહે થયા-જાડા દરદ ન હોય. ૮૮
હાર્યું કરે જખ મારિને, વાર્યું કરે ન ગમાર;
શાળિ કઢાવે ખાઈ સો હડશેલા બહુ વાર. ૮૯
પાજી મર પાછો પડે, પણ ન કહે થઈ હાર;
લપશિ પડ્યા તો કહે કરી-નમસ્કાર નિર્ધાર. ૯૦
ગ્રંથમાંથિ દુર્ગુણ ગ્રહે. એ દુર્જન અભ્યાસ;
સત્વ ફૂંકિ દઈ ચાળણી, ફોફાં[1] રાખે પાસ. ૯૧
ખાગ ખાય ન ખાવા ન દે, જેનો દુષ્ટ સ્વભાવ;
ઢોળી નાખે નીર જો, પોતાથી ન પિવાય. ૯૨
જોર ન ચાલે ત્યાહરે, દુષ્ટ ચડાવે આળ;
દ્રાક્ષ ન કદિ તોડાઈ તવ[2], ખાટી કહે શિઆળ. ૯૩
કરિ વિશ્વાસ વિમાસિએ, સ્વારથિ ખળનો સ્નેહ;
નાગ મોરલી નાદ પર, મોહિ ખુવે છે દેહ. ૯૪
લુચ્ચા જન બહુ લળિ પડી, કામ કાઢિ લે એના;
ફૂંકિ ફૂંકિ કરડે ઊંદર, ઉંઘમાં ખબર પડે ન. ૯૫
દાન દે નહિ દુષ્ટ જન, દે તો દગા[1]રે[2]નિવાસ;
સ્વનાં[3] લોટ ધાન્યે જુઓ, મૃગ મિન[4] વિહગ[5] વિનાશ. ૯૬
થાય મુંગો શઠ સ્વારથે, જાણ્યે નમ્ર નિશાન;
મચ્છ મારવા કારણે, બગલો ધરતો ધ્યાન. ૯૭
દુષ્ટ દર્શને દોડતા, જે જે કરતા જાય;
તદપિ કુકર્મ કર્યા કરે. બગલા ભક્ત ગણાય. ૯૮
નીચ નમનથી નવ રિઝો, એ ઉલટું દુઃખદાય;

૧ છોડાં. ૨ ત્યારે. ૯૩-કુદાકુદાને થાકયા ન આંબી શકયા ત્યારે શિઆળે દ્રાક્ષને કહ્યું કે તું ખાટી છે ? તને કોણ ખાય !

૮૭—**मूर्ख शिष्योपदेशेन पंडितोप्यवसीदति ॥**

૧ સારી રીતે. ૨ માંહીં દગો. ૩ શબ્દ. ૪ માછલું. ૫ પક્ષી.

નમતાં અહિ[૬] અંકુશ[૭] ધનુષ, પ્રાણ હૂંપે પળમાંય. ૯૯
જૂઠો, ડોળ ધરે ઘણો, સાચો ન કરે એમ;
પટિયાં પાડે પાતરો. સતિનું રૂપ સુપ્રેમ. ૧૦૦
ખોટું ઝટ ઝળકી ઉઠે, સાચ તેમ નહિ તુર્ત;
ખરો રંગ ગૂઢો દિસે. ખોટો ભભુકે ખૂબ. ૧૦૧
બે જણના ઝગડા વિષે, લુચ્ચા ફાવી જાય;
આવે ગર્ધવ પાટુએ. મજા કાગને થાય. ૧૦૨
ખળ ખીજે કે મન રિજે, ન કરે સારૂં સહેજ;
બાળે ઊના કોયલા, ઠરતાં કાળું કરેજ. ૧૦૩
દુર્જન દુષ્ટ સ્વભાવ છે, કરે નઠારૂં નિત્ય;
અંધારૂં કાળું કરે, શ્વેત ન કરે ખચીત. ૧૦૪
અવગુણિ પાર ન લઈ શકે, અવગુણનો કોઈવાર;
જેમ મિઠાની પુતળી, પામે નહિ દધિ પાર. ૧૦૫
દુષ્ટ સપાટામાં જઈ, સામું થતાં દુઃખ થાય;
ઉપજાવે તળેથી બળ કરી, કાઢયે કર[૨] કચરાય. ૧૦૬
દુષ્ટ હાથથી કોઈ દિન, નમિ જાતાં નિકળાય;
પોચો પથ્થર હેઠથી. ધિમે ધિમેજ કઢાય. ૧૦૭
ખાધાં ઊપર ખાસડાં, ખળ મારેજ ખચીત;
જમિ સાઢુને અર્જુને,[૩] માર્યો ધેનુ[૪] નિમિત્ત. ૧૦૮
નિચને નોતરતાં ઘરે, નક્કી થાય નવાઈ;
ઘરે નિમંત્રિપ બનેવિને, રેણુકા[૬] રંડાઈ. ૧૦૯

---

૬ સર્પ. ૭ હાથીનો કોંતાર.

૧૦૨-ગધેડાઓની પીઠે પુઠથી જખ્મ થાય તેમાં ચાંચ મારવાની કાગડાને મજા પડે.

૧૦૩—**दुर्जनेन समं सौख्यं वैरं चापिन कारयेत् ।**
**उष्णोदहति चांगारःशीतः कृष्णायतेकरम् ॥**

૧ પથ્થર. ૨ હાથ. ૩ સહસ્રાર્જુને. ૪ કામધેનુ લેવા પોતાના સાઢુને સહસ્રાર્જુને માર્યો એવી પુરાણકથા છે. ૫ નોતરી. ૬ પરશુરામની મા, જમદગ્નિ રૂષીની સ્ત્રી.

ભુંડાને કંઈ ભય નથી, હોય સુજ્ઞને લાજ;
ડાઘ પડે શું મલીનમાં? પડે ઊજળે ડાઘ. ૧૧૦
જાડાના સોગન તણું, નહિ માણસમાં મૂલ;
મો બોલે વ્યભિચારિ તે, ચોરનિના સમતુલ્ય. ૧૧૧
ભુંડાને કંઈ ભય નહિ, શઠને શરમ ન તાત;
નગ્ન ન્હાયશું ને વળી, શું નીચોવે ભ્રાત? ૧૧૨
ખળને મન ખરાબ સૌ, ગુણિ પણ અગુણિ જણાય;
ત્રાંશિ આંખ કરતાંજ બે-ચંદ્ર બિંબ દેખાય. ૧૧૩
મૂર્ખ સાથ માથું કુટ્યે, કેમ સરે ઉદ્દેશ?
ડાબે કાને નીકળે, જમણે કરી પ્રવેશ. ૧૧૪
પાકી વય થાતાં મુરખ, પછિ સમજુ થઈ જાય;
કડવી લીંબોળીય પણ, પાકયે મીઠી થાય. ૧૧૫
માલ નહિ ને ખ્યાલ બહુ, તે પીશે પછિ પાણુ[૧];
કાણું ધોડું ને વળી, કરડકણું લ્યે કોણ? ૧૧૬
સૂમ ન સંપતિ ભોગવે, કરે અવર ઉપયોગ;
મધ માખીના મધ તણો, અન્ય લહે ઉપભોગ. ૧૧૭
પાપ બદલમાં પાપિને, અતિ પિડતાં નથિ લાભ;
જેમ જન્મકેદી સદા, રેહે કજાડો આપ. ૧૧૮
ચિત્ત દુષ્ટનું ડોલતું, સ્થીર ન થાય કદાય;
જ્યમ પિંપળાનાં પાંદડાં, ડોલ્યા કરે સદાય. ૧૧૯
નાનિ એબ ઢાંકે મુરખ, પામે મોટિ પ્રસાર;
જેમ કુચા દઈ ખાળને, મુકે ઉઘાડાં દ્વાર. ૧૨૦
કજિઆળાં કજિઓ કરી, પછી કારટે ધાય;
ધા મરનારી થાય તવ-વાઘરિ વાડે જાય. ૧૨૧
કપટી નરનારી તણું, મેલું મન ન કળાય;
પકડિ શકે નહિ કોઈ જ્યમ, નિજ પ્રતિબિંબ કદાય. ૧૨૨
ઘોડા ભોલા કપટિઓ, જગમાં નહિ નિંદાય;
જેમ નરક જાવાનિ નહિ-ગુપ્ત ગટર ગંધાય. ૧૨૩-૭૪૮

---

૧ ચોખાનું પાણ પીશે, દરિદ્ર થશે.

# પ્રકરણ ૮ મું.

## દુ:ખ વિષે.

### દોહરા.

અરે અધિક જે દુઃખિયા, એના નથી ઉપાય;
પુત્ર મરે જીવે પિતા, તે ક્યાંથી સુખિ થાય? ૧
ખરે ખરૂં જ્યાં દુખ પડે, ત્યાં પછિ સૂખ ન થાય,*
આભ ફાટતાં થીગડું, કહો કેમ દેવાય? ૩
ઊંડો ઘા ઘટડા વિષે, લાગ્યો તે ન રૂઝાય;
રામા રાંડી તે રૂવે, ક્યમ ભર્તાર ભુલાય! ૪
જેહ જન્મનો દૂખિયો, તે કદિ સુખી ન થાય;
ક્યાંથી વિરામે વિપ્રની-રામા જો રંડાય! ૫
એ વિધવા પરણે ફરી, સુખ સંપૂર્ણ ન તોય;
નાત બ્હારનાં દુખ દઈ, હિણે[1] સગાં સૌ કોય. ૬
કહેવાય ન સૌને બધું, દુખિયાં દુખમાં રોય;
ગુમડું સાથળનું. અને, વૈદ સાસરો હોય. ૭
આગળનું આગળ સદા, બે ડગલાં દુર્ભાગ્ય;
વંન ગયો ઘરનો બળ્યો, તો ત્યાં લાગી આગ. ૮
એદાધિન જો આપણે, તો બધું એવું ભળાય;
કોઈ ઘરે મરનારને, હસતે મુખે ન જાય. ૯
એક દુઃખ આણે બિજું, એમજ દુઃખ અપાર;
કર્મે એક કજોડું પણ, બિજું વગોણું બહાર. ૧૦
પડતીમાં પડતી બને, ચડતે ચડતી થાય;
ટીંબા પર ટીંબો ચડે, ધુળ ખાડેથિ કઢાય. ૧૧
ભુંડામાં ભુંડું બને, ક્યાંથી સારૂં થાય?

---

* આવે દુખ પછિ સૂખ એ, નિયમ ન મિથ્યા થાય;
પુત્ર મુએ પિતુ સુખિ નહીં, પણ દુખ વિસરિ જવાય. ૨

૧ પજવે, રીબાવ્યા કરે.

છાશ વિષે મીઠું ભળે, સાકર કદિ ન વટાય. ૧૨
ભરતામાં ભરતી બધે, થાય ન કાંઈ ઉપાય;
ધણિ ખરિ નદિઓ નીકળી, જઈ સાગરે સમાય. ૧૩
દુખિને શિર આવી પડે, દુઃખ અચાનક સ્હેજ;
વાગે ઠોકર ઠેશ જ્યમ, અતિ દુખતા પગનેજ. ૧૪
વણ માગ્યે આવી મળે, ન મળે માગે તોય;
ગર્ભ ધરે વિધવા[1] થતાં, સધવા વાંઝણિ હોય. ૧૫
દુખિઆને દુખ દે બધા, એજ નિયમ નિરખાય;
જેમ દૂબળા ઢોરને, બગા[2] ઘણેરી થાય. ૧૬
નિર્બળને સૌ દુખ દે, સબળ ન સંતાપાય;
જ્યમ રિંગણી પર હિમ પડે, આંબે માહુંર જાય. ૧૭
કોઈ રિતે નબળાં તણો, ન્યાય ન મેં નિરખેલ;
થોડું જમ્યે ભાળ્યું ન કહે, કહે બહુ જમ્યે[3]મુએલ. ૧૮
એકલવાયાને બધા, દે દુઃખ ગણિ હિન પક્ષ;
એમ્ચે મારૂત મૂળથી, એકલું ઉગ્યું વૃક્ષ. ૧૯
નિર્બળને જન સૌ નડે, હ્યે ન સબળનું નામ;
સૂરજ નેરાં સૂકવે, દધિ સાથે ન દમામ[4]. ૨૦
જેની પાસ પૈસો નથી, તેનિજ પાસ મગાય;
વેવિશાળ વિત હીણનું, વિત દઈનેજ કરાય. ૨૧
નબળાં રિસાય કાં રૂવે, કાં મૂંઝાયે મંન;
રામા બળ રીસાવવું, બળ બાળકનું રૂદંન. ૨૨
અભિ વાંછિત* સુખવણ બિજાં, સુખ સૌ દુઃખસમાન;
રોગિ ભોગ ક્યમ ભોગવે? દેખિ દેખિ હેરાન. ૨૩
વખત વિત્યા પછિ સુખ મળ્યું, એ અણખપનો સ્વાદ;
એતિ સુકાઈ ગયા પછી, જેમ વૃથા વર્ષાદ. ૨૪

---

૧ વિધવાને સંતાન અપેક્ષા નથી તોય કુકર્મે તે થાય. સધવાને સંતાન અપેક્ષા છે તોય ન થાય એ બંને દુઃખ.
૨ ક્રવ્ચાત, કોઇકજવાર. ૩ અકરાંતિયો. ૪ બડાઈ.
* મનમાં ધારેલું જોઇએ તે.

સમય ગયા પછિ સુખ થયું, એ અણુખપનું સાવર[2];
તરસ્યે પ્રાણ ગયા પછી, પ્રગટ્યું સુધા[3] તળાવ. ૨૫
બહુ દિન કાઢ્યા દુઃખમાં, પછિ સુખનું શું કામ?
ઠાંશિ પેટ ભર્યું રોટલે, પછિ પકવાન હરામ. ૨૬
તે સુખ પછિ શા કામનું? જેથિ ઠર્યું નહિ ઊર;
આપ મુઆથી દૂનિઆ, ડૂબી જાણ જરૂર. ૨૭
સુખ મળે નહિ મેળવ્યે, જે જેને નહિ યોગ્ય;
પરણે વૃદ્ધ સુપ્રેમદા, અન્ય કરે ઉપભોગ. ૨૮
દુખ ખમિખમિ દુખિયા તણો, જડ સ્વભાવ થઇ જાય;
જેમ માંદું માણસ સદા, રીંગું હઠિલું થાય. ૨૯
નીચે પડિ ચડવું ઉંચે, કામ કઠણ કહેવાય;
નેવાનાં નિર શી રિતે, પાછાં મોભે જાય? ૩૦
પડતાને પાટૂ અરે, માર્યે શી મરદાઈ?
નદિઓ નિજ મારગ કરી, ખોદીં[4] નાખે ખાઈ. ૩૧
રાંક રિપૂને રોળવાં, એમાં બહુ ન વિસાત;
ચકલીનું મોં ઠેકૂલે, ભાંગિ જાય ભલિભાત. ૩૨
દાઝ્યા ઊપર ડામ દે, તે જિવતો રે' કેમ?
પડ્યા ઉપર પાટૂ પડે, ક્યાંથિ હોય ત્યાં ક્ષેમ? ૩૩
પેટ બળ્યો જન કોઈ દિન, બાળે આખું ગામ;
માધવથી ગુર્જર ભુમી, ઠરી ન બેઠી ઠામ. ૩૪
રે જબરાના જુદ્ધમાં, નબળા માર્યા જાય;
જ્યાં પાડે પાડા વઢે, વચમાં વૃક્ષ હણાય. ૩૫

---

૨૫—तृषितवारिविनुजोतनुत्यागा, मुएकरैका सुधा तडागा? कावर्षाजबकृषीसुकाने?

तु. कृतरामायण.

૨ તદન. ૩ અમૃત. ૪ નદીઓ ખાડામાં(નબળા)જ વહેછે અનેવળી પછીવધારેખોદીનાખેછે

કોઈ વસ્તુમાં પણ નથી, સર્વ પ્રકારે સૂખ;
અન્ન ઉછેરે તદપિ એ, કરિ વિકાર દે દુઃખ. ૩૬
બહુ રણિઆને રણ નથી, બહુ દુખિને નથિ દુઃખ;
જેમ લુટાઈ ગયા પછી, બીક ન રહે અચૂક. ૩૭
સુખ પાછળ આવેજ દુખ, દુખ પાછળ સુખ ધાય;
દિવસ વિત્યે રજની અને, રજનિ વિત્યે દિન થાય. ૩૮
દુખિ એ દુખ સરખાવિને, કરે સ્વલ્પ[1] સ્વિકાર;
નાવ ભાગતાં કાષ્ટ, જન–ગ્રહે જવા દધિપાર. ૩૯
મોટાં દુખ તજિ લઘુ દુખો, લેવાં એ પણ લાભ;
વિપ્ર વણિક વિધવા વરે, એમ વિચારી આજ. ૪૦
દોસ્ત રહે નહિ દુઃખમાં, પરંપરાની રીત;
વૃદ્ધ ધણીનો વીનતા, કરશે ત્યાગ અચીત. ૪૧
સંકટ પડતાં સ્નેહિની, સહજ પરિક્ષા થાય;
પાવકથી સોનું પિળું, પિતળ કાળું પડિ જાય. ૪૨
સરખા દુશ્મન દોસ્ત છે, વિના વિપત્તી કાજ;
રૂ ઢગલા ને ટેકરા, વાયુ વિના સરખાજ. ૪૩
ભાગ્ય પ્રમાણે ભોગવો, તગડયે ત્રગણું[2] થાય;
બ્હાર કાઢતાં બકરિને, પેસે ઊંટ કદાય. ૪૪–૭૯૨



૩૭–બહુ રૂણી–બહુ કર્જદાર. બહુ દુખીને દુખનથી એમ નહીં પરંતુ પછી હલકાં દુઃખોતો એને ન લાગે.

૩૮–એ બોધ સારોછે. ક્યાંઈ એમ થતુ હશે. બાકી મનેતો એ વાત સત્ય નથી ભાસતી. ઘણે સ્થળે સુખ નજ આવે.

૧. થોડું. ઘણાં દુઃખને બદલે થોડું લે. ૨ ત્રણગણું.

# પ્રકરણ ૯ મું.

## વેહેમ ખંડન.

### દોહરા.

જેને જેવું મગજમાં, એને એવું ભળાય;
અંધારી રાતે બિરૂ, ભાળે ભૂત કદાય. ૧
દેખો દે શિદ એકને ? જો ભુત સાચુ હોય;
ખરા રૂપિઆને ન ભય, ખખડાવે સૌ તોય. ૨
શિદ અંધારામાં વસે ? જો ખરૂં પ્રેત તુફાન;
જેમ ખુણે ખોટો ગડે, પડે ખરો મેદાન. ૩
જે પોતાના મનમાં, તે અન્યમાં મનાય;
અવગતિયાં મન જેહનાં, પિતૃને જળ પાય. ૪
કવિઓ ગપ્પાં ગોઠવે, મૂર્ખ લહે નહિ માપ;
ભાગવતે નર ગાભણો, માંધાતાનો બાપ. ૫
પોકળ ઘણું પુરાણમાં, અતિશયોકિત ભરપૂર;
કોણ મૂખ મળિદા વિષે, ગોગનિ કરે કસૂર ? ૬
અલંકાર ઇતિહાસના, માન કરી અનુમાન,
આંગળિ સોજી થાંભલો-થાય ન કદિ મતિમાન. ૭
ભુખે ધુતારા નવ મરે, વસે લોભિ જ્યાં જન;
જોશિ ભુવા આ દેશમાં, મૂખે કરે ચમન. ૮
જૂના કવિ પણ કહિ ગયા, જૂઠું ફળ જ્યોતિષ્ય;
જોડી શામળને અખે, બહુ મશ્કરિ એ મીષ. ૯
ભવિષ કોઈ જાણે નહીં, અકળ મનુષ્ય મિજાજ;
રામે પણ જાણ્યું ન, વન-જવું પ્રભાત થતાંજ. ૧૦

---

બિરૂ-બીકણ. ગડે-પેસે. એમિષ-એ બહાને.

૫. પુત્રેષ્ટિની યજ્ઞ પ્રસાદી યુવનાશ્વરાજા પાન કરી ગયો.

**૧૦—નजाने जानकीनाथो प्रातःकाले किं भविष्यति ?**

અકળ મનુષ્ય મિજાજ-મનુષ્યનું મન અકળ અનિશ્ચિત છે

ફરી મૂહુરત જોવું જુઠું, જોતિષ જુઠું એહ;
રાજ્ય મૂર્ત ખચ્યું રામનું, જોયું વસીષ્ટે જેહ. ૧૧
હૈયે વાગે હાથનાં-કીધાં આડે આંક;
દાઝે ઉનું ખાતાં મુખે, કેમ કર્મનો વાંક? ૧૨
જાત વિના ભાત ન પડે, દિયે લિંબોળી લીંબ;
જ્યમ નિર્મળ જળમાં જુઓ, પડે શુદ્ધ પ્રતિબિંબ. ૧૩
નીચમાંથી ઉંચ નીપજે, પડે જાત વણ ભાત;
અસુર પુત્ર પ્રહ્લાદજી, વાલ્મિકિ ભીલ કજાત. ૧૪
જન્મ નીચ પણ પંડિતો, પરાક્રમે પંકાય;
વ્યાસ પુત્ર વણ પરણિના, પ્રભુ સમ પુજ્ય મનાય. ૧૫
જન્મ વડે જાતિ નહીં, કર્મે જાત જણાય;
વિશ્વામિત્ર ન વિપ્ર સુત, તોપણ વિપ્ર વદાય. ૧૬
નિચ કુળમાં જન્મી ઘણા, ઉંચકુળ કરે પ્રકાશ;
મુલ્યવાન કસ્તૂરિની, મૃગ નાભિમાં નિકાશ. ૧૭
જન્મ વડે જાતી નહીં, કર્મે જાત જણાય;
દશમુખ જન્મ્યો દ્વિજ ઘરે, પણ ન દ્વીજ કહેવાય. ૧૮

---

તે કોઈ કેમ જાણે ? આમાં મતભેદછે. પ્રારબ્ધવાદીઓ કાર્યને નિર્મિત માનેછે. એટલે આ માણસ જીંદગીમાં આટલાં આવાં કામ કરશે એમ પ્રથમથી નક્કી થઈ ચુક્યું હોયછે. નક્કી થયેલું વખતે કોઈ જાણી શકે. પણ હું એમ માનું છઉં કે મનુષ્ય શું કરવાનોછે તે નિર્મિત નથી. એકવાર જે કરવા ધારે તે વળી ફરે પણ ખરૂં. જ્યારે કંઈ કરવા ઉર્મિ ઉઠે ત્યારે તો અંતરયામી કદી જાણે પણ જેનો હાલ ઉર્મિજ નથી તે કોણ જાણે?
૧૫-જુઓ એકલશૃંગી હરણીના, વળિ વ્યાસમુનીવણપરણીના, કહો વાલ્મિકજી કોણકરણીના?હરિભજનથકી. કાવ્યદોહન. દશમુખ-રાવણ. ૧૮ માત્ર હાલના સુધારાવાળાજ આવો સિદ્ધાંત પ્રતિપાદન કરે છે એમ નહીં પણ અગાઉ એવો મત મનાતો હતો કે જન્મ વડે જાત નહીં. કર્મે

જાૂના કવિએ પણ નથી, માન્યો જાતી ભેદ;
મદન મોહના શામળે, પરણાવ્યાં તજિ ખેદ.　　૧૯
શરિર વિષે બ્રાહ્મણપણું, કેમ સંભવે ધીર ?
નિકર બ્રહ્મ હત્યા ઘટે, વપુ* દાહકને વીર.
બ્રાહ્મણ નથિ અંતઃકરણ, દ્વિજ તજિ બીજે જાય;
ત્યાં કોળી કહેવાય પણ, નહિ બ્રાહ્મણ કહેવાય.‡ ૨૦



# પ્રકરણ ૧૦ મું.

## પ્રસ્તાવિક દોહરા.

તંત અતી નવ તાણિએ, થાય હર્ષનું હર્ણ;
મમત મકોડો નવ મુકે, માટે પામે મર્ણ.　　૧
વળ રાખ્યાથી હૃદયમાં, છેવટ છે નહિ લાભ;
વળ મૂકે નહિ શીંદરી, થાય બળીને ખાખ.　　૨
ગઈ ગુજરી પંચાતને, આડી આણે નિત્ય;

---

જાતિ ગણાય. રાવણ પુલસ્ત ઋષીનો પૌત્ર છે પણ તે કાંઈ બ્રાહ્મણ કહેવાયો નથી.

૧૯-મદન વાણીઆ પ્રધાનનો પુત્ર ને મોહના ક્ષત્રીરાજાની પુત્રી હતી. એ લગ્ન શામળભટે પોતાની વાણી દ્વારા કરાવ્યાં. સદેવંત સાવળીંગાનાં લગ્ન પણ એવાંજ વિજાતીયછે. જે સત્યછે તેનો કેટલો જયછે ? નહીંતો શામળના વખતમાં જાતિભેદ બહુ જોર ઉપર હતો. કોઇએ એમ ન સમજવું કે તે કાળે જાતિભેદ નહોતો કે લોકો શામળના પક્ષના હતા. પણ એવાં વિજાતિય લગ્ન કરાવતાં શામળના મનથી કશોએ ખેદ થયોનથી એજ આપણી તકરારછે.

* બાળનારને. ‡ પુનર્જન્મ માનનાર એવું માનેછે. વિપ્ર દ્વિતીય જન્મે કોળી થાય. ત્યારે એવાઓનાજ મતે અંતઃકરણ બ્રાહ્મણ સિદ્ધ થતું નથી.

જન તેને રાણું કહે, નડતાં નિત્ય અધીન. ૩
ખાત ભરિશ ન કોઈ દિન, બળિઆ સાથે બાથ;
થયો પદચ્યુત[1] પેશવા, લડિ અંગ્રેજો સાથ. ૪
શક્તિ વિનાની સ્વતંત્રતા, લેતાં ઉલટું દુઃખ;
વાડામાંથી પાડુ જઈ-પડ્યું વાઘને મૂખ. ૫
નિશ્ચિત તજી અનિશ્ચિતે, નહીં દોડવું દક્ષ[2];
શ્વાને ખોયું સમૂળગું. બિજો પકડતાં ભક્ષ. ૬
એક તજી જાય ન બિજે, નકિક વિના હુશિઆર;
ખાડ માકડિ દૃઢ કરિ તજે-અગાઉનો આધાર. ૭
અરે અતીશય લોભથી, લેઈ શકિશ નહિ લ્હાણ;
વિપ્રે શ્રીફળ વાસતે, પડિને ખોયા પ્રાણ. ૮
અઘટિત લોભ કરો નહીં, લાગ વિના ન વધાય;
પાટણ પરવાર્યું કડી-લેતાં લાગ શિવાય. ૯
અતિ લોભે જકડાય[3] જન, લઘુ લોભે ન નિપાત[4];
બોર મુઠી હલકી કર્યે-નિકળ્યો શિશુનો હાથ. ૧૦
અતિ લોભે લજ્યા ઘટે, અતિ લોભે બહુ દુઃખ;
વિપ્ર વનીતા લોભથી, થયાં દાસિ ભિક્ષુક. ૧૧
રે જન સમય સુચક થવું, સમય ચુકે ન વિરામ;
અવસર ચૂકયા મેહુલા, કાંઈ ન આવે કામ. ૧૨
અર્ધદગ્ધ દુનિઆ વિષે, છેક નકામો માન;
નહિ ઘરનો કે ઘાટનો, જેમ ધોબીનો શ્વાન. ૧૩
પાપી સાથ અપાપિ પણ, કદિ કદિ માર્યો જાય;
સુકા સાથ લીલું બળે, સૃષ્ટિ નિયમનો ન્યાય. ૧૪
બહુ જણ પર આધારથી, ઉલટો રખડી જાય;

---

૧ રાજ્યભ્રષ્ટ. ૨ વિદ્વાન, ડાહ્યો. ૩ સપડાય. ૪ વિનાશ.

૬—यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिसेवते ।
ध्रुवाणि तस्य विनश्यंति अध्रुवं नष्टमेवच ॥
૧૧-સ્ત્રી અતિ લોભી કહેવાયછે.

પરૂણો જાઝા ઘર તણો, ભૂખે મરે સદાય. ૧૫
ઓળખાય આપદ્ વિષે, ધિરજ ધર્મ સ્ત્રી મિત્ર;
શઠ સજ્જનને તાવતાં, સમજિ જવાય ચરિત્ર. ૧૬
પોષ્યે પ્રમદા પુત્ર પશુ, ફળ આપે વય થાય;
ચોમાસે ફળ દે તરૂ, પાણિ ઉનાળે પાય. ૧૭
બાળપણે જ્યમ કેળવો, તેવાં બાળક થાય;
વૃક્ષ કૂમળી વય વિષે, વાળ્યું જેમ વળાય. ૧૮
બાળ ઉછેરો યુક્તિથી, થશે ભવિષમાં સુખ;
રત આવ્યે ફળ આપશે, પાણિ રેડતાં રૂખ. ૧૯
શિશુને પિડિ નિર્બળ કર્યે, ઉલટી વેઠ અનર્થ;
†તરૂ સુકાઈ પાણી વિના, રોકે મારગ વ્યર્થ. ૨૦
બહુ ન વખાણો બાળને, નિકર બગાડ *નિકાય;
જેમ વખાણી ખીચડી, દાંતે ચોંટી જાય. ૨૧
બાપ સમા બેટા બને, જ્યમ બોરડિ સમ બોર;
આંબે કેરી ઊતરે, થાય થોરમાં થોર. ૨૨
ઠામ પ્રમાણે ઠીંકરી, દીકરી માત સમાન;
કૈકેયી કડવી થઈ, માત સમી હઠવાન. ૨૩
એક સપુત કુળ તારશે, પકડી સારો પક્ષ;
કરે સુવાસિત વન બધું, એક સુખડનું વૃક્ષ. ૨૪
મોટાના સુતને નહીં, પડે શિખવવું અધીક;

---

૧૬—धीरज धर्म मित्र अरु नारी। आपद्‌ काळ परिखयेहि चारी
તુ. રામાયણ.

†ઝાડ. *થશે.

૨૩—કૈકેયીની માતા પણ દુષ્ટ સ્વભાવની હતી. હઠથી પોતાના પતીનો પ્રાણ લીધો હતો.

૨૪—एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा॥

ઓતરવાં ન પડે કદી, મોર ઇંડાં રમણીક. ૨૫
સજ્જન ને સાક્ષર તણા, ઘણા પુત્ર મતિહીન;
અંધારૂં દીવા પુંઠે, એમાં કંઈ ન નવીન. ૨૬
પિતા પ્રમાણે પુત્રની, નહીં ખલકમાં ખ્યાત;
કવિ શામળ સમ નહિ થયો, પુરૂષોત્તમ પ્રખ્યાત. ૨૭
કદળીના વૃક્ષો વિષે, ઉગી નીકળે થોર;
રામ યુધિષ્ઠિર વંશમાં, થયા ઠોઠ ઠાકોર. ૨૮
કૌવચ કાંટા મોગરે, નિકળે શૂળ સમાન;
ઉંચ આર્ય ઓલાદમાં, થયા હિંદુ હેવાન. ૨૯
થોર વિષે કેળાં ઉગે, વસુધા †એલ વિચિત્ર;
જંગલિ યુરોપિયન જુઓ, સરસ્વતીનું ચિત્ર. ૩૦
કપુત ઘણા શા કામના? સપુત એક સુખ રૂપ;
તમ ન હણે તારા ઘણા, ઈંદૂ હણે અચૂક. ૩૧
એક કુપાત્ર કપૂતથી, બગડે આખું કૂળ;
જરા છિદ્રથી જળ વિષે, બૂડે વાણ સમૂળ. ૩૨
વદજે વચન વિચારીને, કહ્યું અણકહ્યું ન થાય;
છૂટ્યો ગોળો તોપનો, વાળ્યો કેમ વળાય? ૩૩
ખૂબ વિચારી બોલવું, બોલ્યું અબોલ્યું ન થાય;
જેમ મૂખમાંથી થુંક્યું, પાછું નહીં ગળાય. ૩૪
બોલ્યું બહાર પડે સદા, પાછું ફરે ન કદાય;
બાણ છોડિ મેલ્યા પછી, હાથ રહે ન જરાય. ૩૫
નિકળ્યું વેણ વળે નહીં, બોલ વિચારી એમ;
કાપ્યા હાથી દાંત તે, ચોંટાડ્યા ચોંટે ન. ૩૬
વગર વિચાર્યું કોઇને, દઇ મેલો નહિ વેણ;

---

૨૭–શામળભટના પુત્રનું નામ પુરૂષોત્તમ હતું.

૩૧—**वरमेको गुणी पुत्रो नच मूर्खशतै रपि।**
**एकश्चंद्र स्तमो हंति नच तारागणै रपि॥**

†કુદરતી એલ.

વચન દિધેલું દશરથે, અંતે થયું જીવલેણ. ૩૭
વદવું સત્ય વિવેકથી, નિકર પામિએ પીડ;
મૂરખ મહિપતિને મુરખ-જાય કહ્યાથી જીવ. ૩૮
વદવું વખત વિચારીને, એ વિવેક વખણાય;
રામ નામ રૂડું છતાં, લગ્ન વિષે ન વદાય. ૩૯
ખોટું વદ્યા વણ ખલકમાં, કેમ રહે મર્યાદ;
વર વહુ મૈ+ +માં રમે, પુછતાં દે શું જવાબ? ૪૦
કોઈવાર સત બોલતાં, ઉલટું પાપ બંધાય;
ક્યાં મૃગ પુછ્યું શિકારીએ, કહેતાં હરણ હણાય. ૪૧
કડણ વચન મર એક પણ, કાળજ્યું ખૂબ કપાય;
જરા વીંછિનો ડંખ પણ, ચોસો પાડિ જવાય. ૪૩
સારી માઠી વાણિથી, મનુપ પરિક્ષા થાય;
સાજાં ફુટલ વાસણો, રણકા વડે જણાય. ૪૪
અપકીર્ત્તી પામે અતી, વદે ફર્યું જે વીર;
શકટ ચક્ર ફરતું રહે, તેથી થાય ન સ્થીર. ૪૫

---

સત્ય વદો સૌ સર્વદા, સત્ય વખાણે દેશ;
અમર થયો અહિં સત્યથી, હરિશ્ચંદ્ર હંમેશ. ૪૨

४४—यदायदा मुंचति वाक्य बाणं।
तदातदा जाति कुल प्रमाणम्॥

૪૧-આ વિષે મત ભેદછે. ઘણાઓ કહેછેકે એ રથળે જુઠું બોલવું. કેટલાક કહેછેકે પેચવાળું બોલી ઠગવો પણ મારો મત તો એવો કે પેચવાળું કે જૂઠું બોલવાથી પાપ થાય. નજ જવાબ દેવો એ સારી વાતછે. તેમ કરતાં હાની હોય તો સત્ય ખાતર સહન કરવી. ઉત્તર દેવો તો સત્ય કહેવું. તેમ કરતાં પાપ ન થશે. તે માણસછે માટે તેજ જોખમ દાર રહેશે. તોય લોકો એવું સત્ય પાપરૂપ ગણેછે, તેથી અહિં એવો દોહરો લખ્યોછે. ૧ ગાડું.

ભોળાના ભીતર વિષે, રહી શકે નહિ વાત;
ખીર બિલાડી પેટમાં, ટકે નહિ ઘડિ શાત. ૪૬
હૈયા ફૂટે કાળજે, છાનિ રહે નહિ વાત;
પાણી શી રીતે રહે ? કાણા ઘટમાં ભ્રાત. ૪૭
ભોળપણાથી ભ્રાત શુણ, સંકટ પામ્યા [2]શીવ;
ભોળા ખરને ભોળવી, લિધો જંબુકે [3]જીવ. ૪૮
સજ્જન ધારે દુષ્ટને, ભોળાં ભૂલિ ભ્રમાય;
રંગ કીર્ણનો વસ્તુમાં, દોષથિ *આરોપાય. ૪૯
દુષ્ટ ભરૂસો નવ કરો, જાતિ સ્વભાવ ન જાય;
છૂટો મૂકો કેશરી, નક્કી ફાડી ખાય. ૫૦
જાતિ સ્વભાવ જતો રહે, પ્રીતિ ઔષધ પાય;
કરતાં છૂટો કેશરી નહિ પલકને ખાય. ૫૧
અવગુણિ ઠરિએ આપણે, જો શઠ સંગત થાય;
જોતાં મલિન [4]મુકૂરમાં, મલિન વદન વર્તાય. ૫૨
[5]કુશિશ ન ધૂર્ત વખાણથી, ઠગશે લુચ્ચા લાંઠ;
[5]કુલિ વખાણેથી [6]ખવાયસે, જેમ ગુમાવી ગાંઠ. ૫૩
રોગ રિપૂ ત્રણ [7]લઘુ ગણી, ભય ભુલિશ તો કેર;
પામિ વૃદ્ધિ લઘુ પાવકે, બાળ્યું સૂરત શે'ર. ૫૪

---

૨ શીવની ભોળપની વાતો પુરાણમાં ઘણીછે. ૩ શિઆળે. ૪ અરીસો. ૫ કાગડો. ૬ દેવું. ૭ અગ્નિ. *રંગ કીર્ણમાં છે વસ્તુમાં નથી પણ ભૂલથી વસ્તુમાં રંગ મનાય છે.

૪૮–ભક્ષ લાવવા સીંહનો પ્રેરેલો શિયાળ ગધેડા પાસે આવી બોલ્યો કાકા એક રૂપવતી સ્ત્રી પરણાવું ચાલો. ગધેડો લોભે લોભે સિંહ પાસે ગયો. સિંહે તળપ મારી પણ ખાલી ગઈ ને ગધેડો જતો રહ્યો. સિંહને ત્વરા માટે ઠપકો દઈ ફરી શિઆળ ગધેડા પાસે આવ્યો. ગધેડે ઠપકો આપ્યો ત્યારે શિઆળ બોલ્યો કાકા તમે ભુલ્યા. એ સ્ત્રી તો તમને આલિંગન દેવા દોડી. ત્યાંની ભૂમીનું ઘાસ બલીષ્ટ છે તેથી તેના નખ તમને કઠણ લાગ્યા. ગધેડો ભ્રમાઈ ફરી ગયો ને માર્યો ગયો.

મૂરખ મિત્ર દયા દુખદ, મૂર્ખ ન રાખો શર્ણ;
મૂરખ મર્કટ મિત્રથી, મહિપતિ પામ્યો મર્ણ. ૫૫
ગ્રહણ ન કર ગાફલપણું, એમાં રહિ અનુકૂળ;
કાઢ્યું દિવાળું નરસિંહે*, મુંબઇમાં પ્રતિકૂળ. ૫૬
પ્રથમ ખૂન બે ત્રણ કરે, નવો વૈદ્ય નિર્ધાર;
બે ત્રણ નંગ બગાડશે, જેમ નવો સોનાર. ૫૭
ડાકણના ડિકરોનેય પણ, દયા ભક્ષ કરિ જાય;
વિધવા પર કરતાં દયા, વેન મુઓ અસહાય. ૫૮
જર ખરચો તક જોઇને, જેવિ જેવિ ગુંજાશ;
સોડ પ્રમાણે સાથરો, કરતાં નહિ ઉપહાસ.† ૫૯
વેપારે લક્ષ્મી વસે, એવા લોક અવાજ;
યુરોપિયન વેપારિઓ, કોટ્યાધીપતિ આજ. ૬૦
જરા જરા જર સર્વનું, કરશે ભારત કામ;
થાય કાંકરે કાંકરે, કોટ ફરંતો ગામ. ૬૧
પૈસે પક્ષ વધી શકે, એવા આજ પ્રસંગ;
જેમ લોટ મુકતાં મુખે, બોલે સારૂં મૃદંગ.‡ ૬૨
પક્ષથિ અબળ સબળ બને, સબળ અબળ વગ હીન;
ખગ પાંખથિ ફળ લઈ શકે, સીંહ પાંખ વણ દીન. ૬૩
મરે વિલાયતમાં મનુષ, મળે વિમાનિ રકંમ;
જેમ મુઆ હાથી તણું, ઉપજે બમણું ધંન. ૬૪
સિલક બચાવે રાજ્યની, તે પ્રધાન હુશિઆર;
જાર કોઠિએ હોય તો, ગણાય ડાહી નાર. ૬૫
ખર્ચ નિકળતાં જે બચે, કમાઈ તે કહેવાય;
ખાધામાંથી જે પચ્યું, ખાધું તેજ ગણાય. ૬૬

---

૫૫-વાંદરાને હાથમાં તરવાર દઈ રાજા ઉંઘી ગયો. ભમરો આવી રાજાના અંગ ઉપર બેઠો. વાંદરે ભમરાને તરવાર મારી તે સાથે રાજા રામશરણ પામી ગયો.

* નરશી કેશવજી. † ઠેકડી. ‡ દુક્કડ.

જુગારિ પાસે દ્રવ્ય જે, ટકવાનો ન આધાર;
એટું ઘેલી મસ્તકે, ખશી જતાં શી વાર? ૬૭
નહીં ઘરેણાં વણ નમે, છો ધાન્ય ન લગીર;
પરણ્યે પાનેતર નહિ, ને અધરણિએ ચીર! ૬૮
સ્ત્રી સુત સંપતિ સાંપડે, સાજિ હોય જો જાત;
શીર સલામત હોય તો, ખોત પઘડિયાં સાત. ૬૯
જશ લેવા જર ખરચિને, ખરચ્યું સફળ થયુંજ;
વાંચ્યામાંથી યાદ જે, તેજ ખરૂં વાંચ્યુંજ. ૭૦
રૂપિઆમાં રૂપિઆ ભળે, એજ કાયદો આંય;
મોટી નદિમાં નદિ મળે, નદિઓ સાગર માંય. ૭૧
રાંક ટળી રાજા બને, ત્યારો નશિબ બનાવ;
પામ્યો ગાયકવાડની, ગાદિ શિઆજી રાવ. ૭૨
શ્રીમંતો ઘર મૂકિને, વેઠે શીદ વિદેશ!
ઘણા શેઠ આ દેશના, ઘર સેવે હંમેશ! ૭૩
તવંગરે કરવા ઘટે, દેશ વિદેશ પ્રવાસ;
યુરોપિયન વેપારિનો, બધિ વસુધામાં વાસ. ૭૪
બહુ દિન વસતાં પરઘરે, સાર ન ચતુર સુજાણ;
પ્રથમ પરોણા પઈ પછી, પછિ અક્કલ ગઈ જાણ. ૭૫
લેવા નહિ બનતાં સુધી, પાડ કોઇનો શીર;
ખાધું ધાન ને ઊતર્યું-માન વિના તદ્બીર. ૭૬
ડોસે દિકરાને દિધી, સંપ શિખામણ સાર;
ભેગી કરતાં લાકડી, નહિ ભાગી તલભાર. ૭૭

---

૬૮–એવી દુઃખદાયક રૂઢી આ દેશમાં છે.

૭૨–શિઆજીરાવ માટે લોકોમાં દાખલો દેવાયછે. પ્રારબ્ધ ઉપર અહીંના મનુષ્યોની શ્રદ્ધા છે તેથી એવી કહેવત નીકળે એમાં નવાઈ નથી.

૭૩–શ્રીમંતો માટે એવું અહીં કહેવાયછે પણ તે શ્રેયસ્કર નથી.શાળભદ્ર જેવાને તો દીનદશાનીએ ખબર નહોતી.

નિર્બળ જન ઝાઝા મળે, તોપણ બળિઆ થાય;
સુતરે તાંતણા બહુ મળી, મજબુત વસ્ત્ર વણાય. ૭૮
જેના ઘરમાં છે કળો, પાયમાલ તે થાય;
જેમ સળેલું લાકડું, ભટ દઈ ભાગી જાય. ૭૯
સગાં સગાંમાં ક્લેશથી, અંત ન નિકળે સાર;
સાથે ભાગે શોકના, મરી જતાં ભર્તાર. ૮૦
નાશ ઉભયનો નીપજે, કજિએ સાર ન કાંઈ;
બળે પરસ્પર પાવકે, પોલા વાંસ ઘસાઈ. ૮૧
નરશિ નામના નહિ ટળે, પાપ થતાં પ્રખ્યાત;
ફાટે પણ ફીટે નહીં, પડી પટોળે ભાત. ૮૨
ઘણું કરિને આવે નહિ, ડા'પણ દુઃખ સિવાય;
થાયે બત્રિશ લક્ષણો, બત્રિશ ઠોકર ખાય. ૮૩
કામ ન શોક કર્યે સર્યે, ઉદ્યમ વણ રહિ ચૂપ;
કાંઠે ઉભા ઉભા રડ્યો, મુઓ મિત્ર પડિ કૂપ. ૮૪
બાંધ પ્રથમ કરિ પેરવી, પાણી પે'લી પાળ;
કુવો ખોદિએ તરશથી, જળ ન મળે તત્કાળ. ૮૫
કુદરતિ* દોષનિ મશ્કરી, કરવી ઘટે ન મૂખ†
અંધ કહ્યાથી અંધને, દિલમાં ઉપજે દુઃખ. ૮૬
માઝ ન બહુ મશ્કરિ વિષે, થાય અનર્થ અથાગ;
થયો દુખી ભરવાડ સુત, હસતાં "આવ્યો વાઘ." ૮૭
ભભકો જોઈ ભુલીશ નહિ, ઉપર ઉપરનો માત્ર;
ઇંદ્રવારણાંમાંહિ ધુમ, ઉપર રૂપકડું ગાત્ર. ૮૮
રૂપ ઉપર નહિ રીઝવું, કર સદ્ગુણ પર પ્રીત;

---

૭૮—अल्पानामपिवस्तूनां संहतिःकार्यसाधिका।
तृणैर्गुणत्व मापन्नै र्बध्यंते मत्तदंतिनः ॥

૮૨-જન સ્વભાવના ૬૮ મા દોહરાથી આ દોહરો વિરૂદ્ધ છે. પણ બંને વાત સાચીછે.

* મૂળથી હોય તે. † મોઢે. ૮૭ બીજી ચોપડીની વાત.

ચોર દૂધ દેખાવડું. થાય પિતાં વિપરીત. ૮૯
કામ વિચારી કીજિએ, તોજ રહે સૌ સોઈ;
જગા જોઈને બેશિએ, તો ન ઉઠાડે કોઈ. ૯૦
વય ન જુઓ તેજસ્વિની, ભલે સીંહ સુત બાળ;
બાળ સૂર્ય ઉગતાંજ તમ-નાશ કરે તત્કાળ. ૯૧
ભાઝાં ઘેર નહિ પૂછિએ, થોડાંથી મુખ થાય;
વેતર સાત સુયાણિએ, વંઠે એમ વદાય. ૯૨
કાંઈ કાંઈ અવગુણ મુકયા, પ્રભુએ ગુણિજન માંય;
ગુલાબ તરૂપર કંટકા, કામ ન લાગે કાંય. ૯૩
સર્વ વસ્તુમાં એક ગુણ, સરસ મુક્યો પ્રભુએજ;
સોનામાં કિંમત સૃજી, સૃજી સુગંધિ ન સ્હેજ. ૯૪
પડે ભાત જાતી વિના, જો કુદરત ધરિ ધીર;
મોતિ શીપમાં નીપજે, કિટક લાળનું હીર. ૯૫
કાણે જવું ત્યાં સુજ્ઞ જન, નહિ પરણાગત જોય;
અંતકાળને લાડવે, એળચિ સ્વાદ ન હોય. ૯૬
જીવ્યો કદિ જશ પામશે, જીવ્યો જોડે દામ;
કસ્તુરશા રહિ જીવતો, પામ્યો ભદ્રા ભામ. ૯૭
સારૂં કરવું સ્હેલું નથી, નરસું ન કઠણ લગાર;
વાર ઘણી ચણતાં ભુવન, પાડતાં શી વાર ? ૯૮
આશ્રિત જન આધારવણ, અંતરમાં અકળાય;
દિનકર ઉદય વિના અતી, કમળ ફુલો કરમાય. ૯૯
વાંસો વાંક જણાય નહિ, પોતાના જગ માંય;
બે દર્પણ બે દોસ્તની, તેથિ અગત્ય ગણાય.
થોડાથી ભાઝા તણો, થાય તોલ નિર્ધાર;
માખિ મારિને જન કદી, મારે મનુષ અપાર. ૧૦૦
સજગ થવા દઈ શત્રુને, મારે અરિ બળવંત;
પૂનમના શશિને પિડે, જેમ રાહુ ગ્રહિ તંત. ૧૦૧
સ્વર કોયલ બંધૂ સમો, બાળ તેહનું ગાન;
જેમ ગધેડો ભુંકિયો, જેમ ખાય ખડ શ્વાન. ૧૦૨

જ્યાં સુધિ દેશ કુસંપમાં, કંપ કાળજે હોય;
દંપતિ સંપ રહીત તો, જંપ રહિત ઘર જોય. ૧૦૩
મૂર્ખ વકીક પ્રત્યક્ષમાં, ભૂલ કરે નહિ કોય;
નામ ઉપરથી જણાય જે, હિંદુ મામદો ન્હોય. ૧૦૪
સ્થાન વિમુખ નહિ સૂખદા, નહિ ઉપયોગ અચૂક;
બચ્ચાં નવ ધાવી શકે, બકરી કંઠે કૂચ. ૧૦૫-૯૧૬

## इतिश्री दृष्टांत चिंतामणी काव्ये गुर्जर भाषाग्रंथे
## प्रस्ताविक विषये
## दशमं प्रकरणम्
## समाप्तोऽयं ग्रंथः



## સમાપ્તિ દોહરા.

સોરઠ ગોહિલવાડમાં, ભાવનગર સંસ્થાન;
તેમાં મધુમતિ નગરિ મમ, જન્મ ભુમીનું સ્થાન. ૧
શર[૫] શશિ[૧] ગ્રહ[૯] શશિ[૧] સંવતે, કૃષ્ણ પક્ષ શુભકાર;
ભાદ્રપદી એકાદશી, જન્મ દિવસ મમ ધાર. ૨
એકેશ્વરિ મતવાદિ હું, દશોઅિમાળી વણીક;
દેશ હિતૈષી દીલથી, કેળવું કાવ્ય કણીક. ૩
સંવત ઓગણિ ચાળિશે, કાર્તીકમાં લિધ લ્હાવ;
વદિ સાતમ સંધ્યા સમે, પૂર્ણ કર્યું આ કાવ્ય. ૪
દષ્ટાંતિક નવસો અને, ષોડશ દોહા ભાત;
સત્તાવન વણ અંકના, ઓગણિ ઉપોદ્ઘાત. ૫
નવસો ને બાણું ઉપર, પરચુરેણ દશબાર;
મળી હજાર ઉપર થયા, સંખ્યામાં નિર્ધાર. ૬
વીર સુધારામાં વસે, સુંદરિમાં શૃંગાર;
શાંત ભયાનક* ઉભય રસ, ધર્મ વિષય મોઝાર. ૭
અદ્‌ભુત હાસ્ય સ્વભાવમાં, હાસ્ય રાજ્યમાં વીર !
કરૂણા રસ દુખ પ્રકરણે, જુઓ ધરીને ધીર. ૮
અંતર્ભાવ બિભત્સને†, રૌદ્ર તણો એ માંય;
એવિ રિતે નવ રસ તણી, ઝાંખી ઝાંખી છાંય. ૯

## ટીપનું પ્રયોજન.

સુધરે અધિક સુકાવ્ય જો, ટિકા વિષે ચતુરાઈ;
અનુપાને ઔષધ ગુણો, ઉંચા થાય બદલાઈ. ૧૦

---

* મૃત્યુ અને નાશવંતના વર્ણન સ્થળે નહીં જેવો ભયાનક રસ છે. ખરેખરો તો નહીજ.

† બિભત્સ રસનું વર્ણન કે નિંદ્ય ચિતાર તો નથીજ. પરંતુ બે ચાર સ્થળે સહજ બિભત્સ જેવા શબ્દો આવી ગયા છે, પરંતુ કોઈ સારા કારણથી તે કાઢી નાખવા ગમ્યા નથી. સુજ્ઞ પુરૂષોએ તે ક્ષમા કરવું.

## અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામ.

---

**કચ્છ. ૬૬૩**

૧૨૫ નેકનામદારશ્રીકચ્છદરબાર
૨૫ રા.બા.મણીભાઈજસભાઈ

**દેશળપુર.**

૭ મે૦ મોરારજી અજરામર.
૧ શેઠ. લાલજી ચાંપસિંહ.
૧ શેઠ. સોજપાળ પદમસિંહ.
૧ રા. રવજી વિશનજી.
૧ જાની કરશનજી હરખજી.
૧ જાની દયારામ તુળશીભાઈ
૧ શા. ઉકરડા માણેક.

**મહુવાબંદર ૯૪**

૧૦ શેઠ મનજી નથુભાઇ.
૪ હેડ માસ્તર સાહેબ—
જગન્નાથ જીવણરામ.
૨ વકીલ રેવીશંકર અંબાશંકર
૨ ત્ર.પિતાંબરદાસ ગોવિંદરામ
૧ ડા. સા ચિંતામણી મહાદેવ.
૧ વ્યાસ દેવશંકર દયારામ.
૧ ગાંધી ભાઇચંદ કાનજી.
૨ વકીલ નાનજી ઝાલાભાઇ.
૨ મેહેતા નરોત્તમદાસ માલજી
૨ ગાંધી મૂળજી મહાવજી.
૨ મેહેતાજી મોતીચંદ વસનજી
૨ મેહેતા જાદવજી ગોપાળજી
૧ રેવાશંકર મકનજી.
૧ મેહેતાજી નારણજી મૂળજી
૧ મે૦ ગાંડાલાલ કાશીરામ.
૧ નરોત્તમ મકન દલાલ.
મોદી ગીરધર નરશી.
૧ રા. રામપ્રસાદ દુર્ગાશંકર.
૧ મેહેતા માનશંકર કૃપાશંકર.
૧ ભટ નરસિંહપ્રસાદ વિજયશંકર
૫ પારેખ ભગવાન દુર્લભ.
૧ શેઠ નરોત્તમ તારાચંદ.
૧ શેઠ જાદવજી ઠાકરશી.
૧ મેહેતા વલ્લભ પરમાનંદ.
૧ ગાંધી ચકુ વશરામ.
૧ મેહેતા ગોકળધનજી.
૧ સંઘેડીઆ અમરશી મનજી.
૧ રા. વિઠ્ઠલદાસ પરમાનંદદાસ.
રા. મૂળચંદ ત્રીકમ માર્ફત.
૨ ગાંધી પ્રાગજી પદમશી.
૧ મેહેતા દામજી વીરજી.
૧ દોશી જશરાજ આણંદજી.
૧ દોશી નાનજી વશરામ.
૧ શેઠ ધારશી થોભણ.
૧ વોરા પરસોત્તમ હરખજી.
૧ મેહેતા મગનલાલ ગોવિંદજી.
૧ મેહેતા વલ્લભદાસ ગોપાળજી.
૧ ભુતા જમનાદાસ નારણજી.
૧ દોશી ભગવાન શવચંદ.
૧ દોશી જાદવજી હંસરાજ.
૧ મોદી ગીરધર ઓડીદાસ.
૧ ધામી ત્રિભોવન દેવજી.
૧ મેહેતા ગીરધર ડોસા.
૧ પારેખ મોનદાસ ઓધવજી.
૧ મુની હરખજી હરીભાઇ.
૧ દેશાઈ નર્મદ શંકર કરૂણાશંકર
૧ ઓઝા મગનલાલ બાઉ.

૧ રા. અમૃતલાલ લવજી.
૧ વ્યાસ જેશંકર લવાશંકર.
૧ સેવક ભીખા ગોવિંદરામ.
૧ ઓઝા જાદવજી બાઇશંકર
૧ ગોસાંઇ રામવનજી ધર્મવ-નજી.
૧ ગોસાંઇ શામગીરજી ગુલા-બગીરજી.
૧ શેઠ નથ્થુભાઈ મંછાચંદ.
૧ મેહેતા મુળચંદ ત્રીકમ.
૧ સોની રામજી વશરામ.
૧ સોની નારણ મામૈયા.
૧ સોની નાનજી આતા. વૈદ.
૧ ખોજા ઇભરામ મનજી.
૧ ખોજા ભાણજી કાસમ.
૧ ખોજા કાનજી દામજી.
૧ ખોજા ભગવાન શામજી.
૨ ખોજા હસનઅલી સલેમાન
૧ ખોજા હસનઅલી મુળજી.
૧ ખોજા હસનઅલી મનજી.
૧ ખોજા હસનઅલી પદમશી.
૧ ખોજા દાઉદ પરધાન.
૧ ખોજા રેમતુલાહ વાલજી.
૧ ખોજા લાલજી પીરભાઇ.
૧ ખત્રી ત્રિભોવન વાઘજી.
૧ બાબર ઉકા ધાના.
૧ ભટ નરોતમ કરશન.

મુંબઈ. ૪૮

૧૦ શેઠ સોરાબજી શાપુરજી. બંગાળી સી. એસ. આઈ.
૫ દામોદર ઇશ્વરદાસ લાઇબ્રેરીવાળા.
૫ સસ્તુંવાંચન ફેલાવનારમંડળી
૪ રા. પ્રાણજીવન ભીખાભાઈ
૪ મોદી વનમાળી લાધાભાઇ.
૧ એદલજી હોરમસજીકોટવાલ
૧ રા. કાળીદાસ પિતાંબર.
૧ રા. મનમોહન પુરૂષોત્તમ.
૧ રા. કેશવજી જીવા.
૧ મી. દેવીદાસ ઝીણાભાઇ.
૧ મી. પુરૂષોત્તમ કલ્યાણજી.
૧ દવે ગીરજાશંકર કાશીરામ.
૧ મી. છગનલાલ ગીગાભાઇ.
૧ મી. પુરૂષોત્તમ ગોપાળજી.
૫ ભટ્ટવર્ય દામોદર તુળશી.
૧ ઠક્કર જીવરાજ હરજીવનદાસ
૧ ઠક્કર વિઠ્ઠલદાસ ખેતશી.
૧ ઠક્કર ગોકળદાસ હંસરાજ.
૧ યાજ્ઞિક પ્રહ્લાદ દેવશંકર.
૧ ભટ ડકુ કચરા.
૧ મેહે૦ બેચરદાસ હરખજી.

ભાવનગર. ૪૩

૧૦ રા. રા. વિજયશંકર ગૌરીશંકર. નાયબદિવાનજીસાહેબ
૫ રા. રા. હરીલાલ દામોદર.
૧ ગાંધી વીરચંદ રાઘવજી. ફ. બી. એ.
૧ શા મૂળચંદ નથ્થુભાઇ.
૧ રા. સાકરલાલ હરીભાઇ.
૧ વકીલ નવનીધરાય મગનલાલ
૧ સંઘવી દામોદર નેમચંદ.
૧ શા. અમરચંદ ઘેલાભાઈ.
૧ શા. મગન પાનાચંદ.
૧ શા. વિઠ્ઠલદાસ હરજીનદાસ
૨ રા. રા. નથુરામ શંકર.
૨ આ. મા. શવાઇલાલ.
૧ બાયાણી વનમાળી

૧ પારેખ હરજીવનદાસ ભગ વાનદાસ.
૧ ખવાસ સગરામ હીરા.
૧ રા. હિરાલાલ નરોત્તમદાસ.
૧ શુક્લકેશવલાલ ભવાનીશંકર
૧ ભટ્ટ વનમાળી મોરારજી.

---

૨ મેં૦ મનમોહનદાસ કમળશી
૧ મી. માધવજી જમનાદાસ.
૧ માળી લવાજી કાનાજી.
૧ પટેલ કલ્યાણ રણછોડ.
૧ પંડ્યા. કુંઅર દુર્લભજી.
૧ મેહેતા શવાઇલાલ નંદલાલ
૧ ત્ર૦ છગનલાલ હરજીવન.
૧ કાછીઆ ધનજી કુરજી.
૧ રા. મગનલાલ જેશંકર.

કુંડલા. ૨૫.

૧ વૈદ મયારામ સુંદરજી.
૧ ગાંધી શામજી કેશવજી.
૧ લખાણી આણંદજી લવજી
૧ દોશી પ્રેમચંદ માણેકચંદ.
૧ સંઘવી વછરાજ વણારશી.
૧ ઠક્કર લાલજી વીરચંદ.
૧ દોશી મોનજી ખોડીદાસ.
૧ સોની દેવચંદ ગોકુળ.
૧ ખુમાણ કાળા નાજા.
૧ ખુમાણ જેઠસુરભાઈ એભલ

આટકોટ.

૧ રા. હિરાચંદ પ્રાગજી.
૧ રા. આણંદજી ગોપાળજી.
૧ વકીલ.

---

૧ મેહેતા મગનલાલ ગોપાળજી
૧ રા. મણીલાલજગજીવનદાસ રા. મૂળજી વજેરામ.
૧ રા. ત્રિભોવન હરીશંકર.
૧ પટાવાળા ઉમર અછા.
૧ આરબ હામદ શાલમ.
૧ દેશાઇ ઇછાશંકર કાળીદાસ.
૧ રા. માનશંકર બજીભાઇ.
૧ રા. પોપટજી કશળજી.
૧ મોદી પોપટ જેઠા.

વંડા.

૨ માળી નથુ ભગવાન.

ઉમરાળા. ૨૨.

૧ મેહેતા નંદલાલ પરમાનંદ-દાસ.
૧ ડાક્તર સા. મોતીલાલ રા-જારામ.
૧ વકીલ ઓધવજી પુરૂષોત્તમ-દાસ.
૧ વકીલ હરજીવનદાસ ગોવિં-દરામ.
૧ ત્રવાડી મોતીલાલ જેશંકર.
૧ બધેકા ગૌરીશંકર જેશંકર.
૧ પટેલ લખમણ જીવા.
૧ ઠક્કર ઓઘડ રેઘા.
૧ ભટ મણીશંકર વિજયાનંદ.
૧ મેહેતાજી રેવાશંકર ભગવા-નજી.
૧ પારેખ માવજી કરશન.
૧ એ.જન ગીરિજાશંકર મુળજી.
૧ ગોરજી કેવળચંદજી સુખ-સાગરજી.

---

૧ મેહેતા રખડ પુરૂષોત્તમદાસ
૧ મેહેતા ગાંડા ગોબર.
૧ મેહેતા રણછોડ લક્ષ્મીચંદ.
૧ કંપાઉડર ઉમેદરામ કરુણા શંકર.

૧ ત્રવાડી હરજીવન માવજી.
૧ ગોહીલ ઉદેસિંહજી ગગજીભાઇ.
૧ ગાંધી મનજી દેવજી.
૧ મેમણ શકુર કમા.
૧ મેમણ રેમાન નાથા.

શિહોર. ૧૦.

૭૫ રા.ઓળખી હરિસિંહજી રૂપસિંહજી વરલના લૉર્ડ.
૨ ગાંધી જાદવજી મહાવજી.
૧ મે૦ સંતોકરામ છોટમલાલ.
૧ પો. મા. ફરામજી રૂસ્તમજી.
૧ પટેલ ત્રિકમજી પુરૂષોત્તમદાસ.
૧ વ્યાસ સુંદરજી હરીશંકર.
૧ મુની પરભુદાસ રામજી.
૧ સોની વિઠ્ઠલ મોતી.
૧ નુરમહમદ અમી.
૧ રા. મગનલાલ રવજી.

પોરબંદર. ૧૫

રા.ઓધવજી આણંદજી માર્ફત
૧ રા. ઓધવજી આણંદજી.
૧ રા. લીલાધર ચત્રભુજ.
૧ મી. રતનજી કુરજી.
૧ રાવળ લક્ષ્મીશંકર ગોવિંદજી.
૧ મેહેતા છગનલાલ રણછોડજી.
૧ ભટ. જીવનલાલ આત્મારામ.
૧ શેઠ અભેચંદ ખુશાલચંદ.
૧ જોશી રામજી શવજી.
૧ શુકલ દેવનંદ ધનજી.
૧ રા. ગોવિંદદાસ બિહારીદાસ.
૧ જોશી ભોવન નારણ.
૧ રા. ત્રીકમજી મનજી.
૧ મપારા સુંદરજી જાદવજી.
૧ શેઠ. દેવીદાસ કાનજી.
૧ રા. રામજી પ્રયાગજી.
૧ રા. માધવજી મૂળજી.

પાટણ ૧૦

૨ ગોસાંઇ નારાયણભારથી યશવંતભારથી.
૧ બાઇ દિવાળી નારણજી.
૧ વિદ્યાશંકર કરૂણાશંકર.
૧ ભુલાભાઇ લાલભાઇ.
૧ પુરૂષોત્તમ ભોગીલાલ.
૧ અંબાલાલ કુબેરજી.
૧ ત્રીભોવન ઉમીઆશંકર.
૧ દશરથલાલ ગંગારામ.
૧ હેમકોર વખતનાથ.

ડુંગર તથા ખુંટવડા. ૯.

૧ મેહેતા દામોદરદાસ નાથાભાઇ.
૧ જમાદાર આમદ આરબ.
૧ ગાંધી ધરમશી નાગજી.
૧ રા. રતીલાલ હરીભાઇ.
૧ ગાંધી હરચંદ ભાણજી.
૧ પટેલ હાદા નાથા.
૧ પંચોળી હમીર ગીગા.
૧ ભાવર સકુર નુરમહમદ.
૧ ગાંધી મૂળચંદ માલજી.

રાજકોટ. ૮.

૧ ત્રવાડી જગજીવન નાનજી.
૧ વિઠ્ઠમ મોરારજી બોટાદ.
૧ કાણકીઆ પરમાનંદદાસ.
ભગવાનદાસ. જુનું સાવર.
૧ આરબ હસન કુબેર. ભીંરાડ.

૧ ભટ્ટ કૃષ્ણારામ ભવાનીશંકર.
૧ રા. હરીશંકર ભવાનીશંકર.
૧ પારેખ ખીમચંદ રણછોડ.
૧ ત્રવાડી દામોદર ભાગવત.
૧ રા. લાલજી જગજીવન લીમડા.

### કુતીઆણા. ૫.

૧ મેહેતાજી આણંદજી વાલજી.
૧ પ્રો મા. પ્રભાકર ગોવિંદ આપટે.
૧ ઠક્કર દેવચંદ કુરજી.
૧ રા.બિહારીલાલ વૃંદાવનદાસ.
૧ રા. ખાતનજી ગોવરધન.

### વવાણીઆ (હાલાર.) ૫.

૧ રા.રા. વૈજનાથ પ્રભુજીભાઇ.
૧ રા.રા.મૂળજી હંસરાજભાઈ.
૧ દેશાઇ રાયચંદ મનજીભાઇ.
૧ રા. સુંદરજી જીવા.
૧ મેહેતા રાયચંદ રવજી.

### સ્વાગી.

૧૦ રાવબહાદુર ગોપાળજીભાઈ સુરભાઇ. દેશાઇ.

### જુનાગઢ.

૫ રા. રા. નરસિંહપ્રસાદ હરીપ્રસાદ.

### વડોદરા. ૩.

૧ રા સા. હરગોવિંદદાસ દ્વારકાદાસ.
૧ રા. સા. પિતાંબરદાસ જેઠાભાઈ.
૧ રા. મૂળશંકર જેઠાભાઇ.

### સુંથરામપુર. ૩.

૧ રાવળ હીરાલાલ વિદ્યારામ.
૧ ફોરેસ્ટર સોમસિંહ જીવનસિંહ
૧ રા. સબુર ભગવાન.

### કાળાવડ. ૨.

૧ રા. વસનજી શવજી ગરાચ.
૧ મેહેતાજી જેઠાલાલ અનોપરામ.

### ચાણોદ.

૧ નર્મદાપુરી ભવાનીપુરી.

### વીરમગામ.

૧ રા. સા. લાલશંકર ઉમીઆશંકર.

### બોટાદ.

૩ રા. મગનલાલ કરશનજી.

### લીમડી. ૨.

૧ ગાંધી પુરૂષોત્તમ કાનજી.
૧ શેઠ કાનજી સુંદરજી.

### વાંકાનેર.

૨ ખુદાવંદ બા સાહેબ શ્રી જામબા.

### પલસાણા. ૨

૧ રા. ખંડુભાઇ લલ્લુભાઇ.
૧ રા. વસનજી ગોવિંદજી.

### તળાજા.

૧ રતનજી વીરજી.ઉડણવાળા.

### મુંબઈ.

૨૦ શેઠજી દિનશાહજી માણેકજી પીટીટ.

### પાલીતાણા.

૪૦ શેઠ બેચર જેઠા.
૧ દવેમૂળશંકરપિતાંબરઠાભીઆ
૧ શા. દીપચંદ જેરાજ.
૧ જાની નાનજી દયારામ.

☞ આ બિરૂમાં જે ગામ લખ્યાંછે તે નિવાસનાં ગામો સમજવાં નહીં. પણ તે સ્થળે નકશો નોધાઈ એટલુંજ સમજવું.

---

આ પુસ્તક તથા સુબોધ ચિંતામણી જેમને જોઇએ તેમણે પૈસા મોકલી મારી પાસેથી (મહુવા કાઠિઆવાડથી) કે અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી માર્ફત મંગાવવી. ટપાલ ખર્ચ તથા મૂળ કિંમત નીચે પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| દૃષ્ટાંત ચિંતામણી. | ૦-૧૨-૦ | પોસ્ટેજ | ૦-૧-૦ |
| સુબોધ ચિંતામણી. | ૧—૦-૦ | પોસ્ટેજ | ૦-૧-૬ |

મુ૦ મહુવાબંદર.
ઇલાકે કાઠિઆવાડ. } શેઠ વલ્લભદાસ પોપટ.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | **પરસ્તાવનાદિ.** | |
| ૧ | ૧૩ | ૧૮૮૨ | ૧૮૮૪ |
| ૫ | ૨૩ | વૃત્તાત | વૃત્તાંત |
| ૬ | ૧૨ | પ્રયાજન | પ્રયોજન |
| ૯ | ૪ | નથા | નથી |
| ,, | ૬ | લ કોના | લોકોના |
| ,, | ૧૦ | પ્રથક | પ્રથક્ |
| ,, | ૨૭ | આપણ | આ પેણ |
| ૧૪ | ૯ | રાતિ | રીતિ. |
| ,, | ૧૨ | ગોઠ વાં | ગોઠવવાં |
| ,, | ૧૫ | ગ્રંથા | ગ્રંથો |
| ,, | ૨૯ | ગોપાળજી ભાઈ | ગોપાળજીભાઈ |
| ૧૮ | ૪ | અવું | એવું |
| ૧૯ | ૩ | મનવૈચત્ર્ય | મનવૈચિત્ર્ય |
| ૨૧ | ૮ | કવ | કવિ |
| ૨૪ | ૧ | ખરિદીકરિ | ખરિદી કરિ |
| ૨૪ | ૨ | ખરિદી કરિ | ખરિ દીકરિ |
| | | **કાવ્ય.** | |
| ૧ | ૧૯ | શુભ | શુળ |
| ૯ | ૨૬ | ૭૩ | ૭૪ |
| ,, | ૨૮ | ૭૩ | ૭૪ |
| ૧૦ | ૧ | પ્રપકરણ | પ્રકરણ |
| ,, | ૧૧ | પાત્રા પાત્ર | પાત્રાપાત્ર |
| ૧૨ | ૪ | જતા | જતાં |
| ૧૫ | ,, | સૈને | સૌને |
| ૧૬ | ૯ | સ્વાર્થ | સ્વાદ |
| ૨૧ | ૭ | ૩૭ | ૩૮ |
| ૨૨ | ૯ | નાઈટસમાં | નાઈટ્સમાં |
| ૨૫ | ૧૪ | પતીવ્રતા પણું | પતીવ્રતાપણું |
| ૨૮ | ૧૦ | કાળ મીઠ | કાળમીઠ |
| ૩૩ | ૧૪ | કજાડું | કનોડું |
| ૩૪ | ૨૧ | ચેરિ | ચોરિ |
| ૩૧ | ૧ | પ્રકરણ જું | પ્રકરણ ૩ જું |
| ૩૯ | ૩ | સમરાં ગણ | સમરાંગણ |
| ,, | ,, | નપુસક | નપૂંસક |
| | છેલ્લી | મૂર્ખાઈ છે | મૂર્ખાઈ છે. |
| | ૧૬ | પધિત્ર | પવિત્ર |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૫ | ૭ | મુડ્યા | મુંડ્યા |
| ,, | ૨૫ | † | ‡ |
| ૪૬ | ૨૬ | श्रीमद | श्रीमद् |
| ૪૬ | ૨૭ | संशयात्या | संशयात्मा |
| ૪૭ | ૬ | જીવન | જીવ ન |
| ૪૯ | ૧૭ | કેન ? | કેમ ? |
| ૫૪ | ૧૬ | પ્રાતિ | પ્રીતિ |
| ,, | ૨૨ | વીચીત્રતા | વિચિત્રતા |
| ,, | ૩૦ | સસુદ્ર | સમુદ્ર |
| ૫૫ | છેલ્લી | અક | એક |
| ૫૮ | ૧૮ | ઉધું | ઊંધું |
| ૫૯ | ૬ | નાહ | નહિ |
| ,, | ૨૦ | જાબન | જોબન |
| ૬૦ | ૧ | દ્દષ્ટાંતસ્વભાવ | દ્દષ્ટાંતચિંતામણી |
| ૬૦ | ૨૯ | भवद्यासो | भवद् व्यासो |
| ૬૧ | ૧૧ | દેવને | દેવને, |
| ,, | ૨૦ | ખરે ખરો | ખરેખરો |
| ૬૨ | ૮ | નિર્બળ મોય | નિર્બળનોય |
| ૬૩ | ૨૩ | ન્યાય ખાતું | ન્યાયખાતું, |
| ૬૭ | ૮ | કંપનિ તાણું | કંપનિતાણું |
| ૬૯ | ૨૭ | બુદ્ધિઅબાળક | બુદ્ધિએ બાળક |
| ૭૫ | ૨૧ | બાવળ માંહિ | બાવળમાંહિ |
| ૭૬ | छेल्ली | तुल्सी कृत | तुलसीकृत |
| ૭૯ | ૬ | વાણિનો | વાણિનો |
| ,, | ૧૫ | ખધું | ખાધું |
| ૮૧ | ૧૭ | ખર | ખ[૨૨] |
| ૮૨ | ૯ | ક ાં | કર્યા |
| ૮૬ | ૧૧ | દુખ | દુઃખ |
| ,, | ૨૦ | વિત હીણનું | વિતહીણનું |
| ,, | ૨૩ | અભિ વાંછિત | અભિવાંછિત |
| ૯૧ | ૧૫ | ત્ર ષો | ત્રષાં |
| ૯૨ | ૧૨ | પ ડને | પડિને |
| ૯૩ | छेल्ली | यया | यथा |
| ૯૪ | ૧૦ | આ ર્ય | આર્ય |
| ,, | ૧૪ | હાણા | હાણ |
| ૯૬ | ૧૩ | કેશરી | કેશરી |
| ,, | ,, | પલકને | |